ॐ

श्री गणेश गुरवे नमोनमः ॥

# ेद सनातन स्वधर्म.

# ॥स्त्री धर्म चन्द्रिका.॥



वेद सनातन स्वधर्म मुमुक्षु मंडळ,

अमदावाद.

ॐ श्री मन्महागणाधि पतयेनमोनमः ॥

वेद सनातन स्वधर्म. ग्रथाङ्क १३

श्री गायत्री पुरश्चरणालय (व) स्वानंदोद्भव बुद्धि-
स्थान वेद विद्यालय (पुस्तकालय) श्री गणपति मंदिर

लुणावाडा.

# श्री धर्म चन्द्रिका.

( सुविचार श्रेणीनो द्वितियाङ्कः )

प्रथमावृत्ति---प्रत १००० संवत १९६०

मुल्यम रु. ०-२-० बे आना.

प्रसिद्ध कर्त्ता.

वेद सनातन स्वधर्म मुमुक्षु मंडळ.

अमदावाद.

अमदावाद—"विजय प्रवर्त्तक" प्रेस.

१

ૐ

વેદ સનાતન સ્વધર્મના સિદ્ધાંતને માન્ય આપનારા દ્વિજાતિ વર્ગના પુરૂષો અને દ્વિજાતિ વર્ગની ધાર્મિક ઊંચ કેળવણીને પામેલી પવીત્ર બેનોને પોતાના આત્માના કલ્યાણને માટે વાંચવાં યોગ્ય પુસ્તકો—

( તૈયાર છે. )

स्वानंद ब्रम्हविलास—काव्यमाळा—( पूर्वार्ध )

કીંમત. રૂ. ૧–૪–૦

सुबोधसुधा..... કીંમત. રૂ. ૦–૪–૦

(ॐ) प्रणवदर्शन रहस्य–(પંચ પુટીનો નકશો. ૦–૧–૬

सुविचार श्रेणी.... કીંમત. રૂ. ૦–૧–૦

स्त्री धर्म चन्द्रिका. કીંમત. રૂ. ૦–૨–૦

---

ब्रह्मकर्मोपासना—સંધ્યા પુજાની બુક, મફત આપવામાં આવે છે.

શ્રી ગાયત્રી પુરશ્ચરણાલય (વ) સ્વાનંદોદ્ભવ બુદ્ધિસ્થાન વેદ વિદ્યાલય ( પુસ્તકાલય ) શ્રી ગણપતિ મંદિર–લુણાવાડાથી અથવા શ્રી પ. પ. સદ્દગુરૂ શ્રી પૂર્ણાનંદજી મહારાજના મુકામ ઉપરથી મળશે.

હાલ મુકામ—અમદાવાદ.

# " अर्पण पत्रिका. "

ૐ

વેદ સનાતન સ્વધર્મની મર્યાદાએ પોતાના દેહધર્મને ગાંન્ય કરનારી, દ્વિજાતિ કુલની, ઊંચ કેલવણીને પામેલી, ઇ[illegible]ભક્તિના પરમ પ્રેમતત્વને ધારણ કરનારી પવિત્ર, નિતિમાન, ગુણજ્ઞ અને મનસા, વાચા, કર્મણાએ દુર્વાસનાનો ઊચ્છેદ ઇચ્છનારી, સંતસમાગમમાં ગંભીર બુદ્ધિએ શ્રવણાદિ શુભેચ્છાને સંભાળનારી આત્મદર્શિ બેનોને આ **લઘુલેખ** અર્પણ કરવામાં આવે છે.

મીતી અધિક જેષ્ઠ સુદી ૪
સંવત. ૧૯૬૦.

---

શ્રી ગાયત્રી પુરશ્ચરણાલય (વ)
સ્વાનંદોર્દ્ભવ બુદ્ધિસ્થાન વેદ
વિદ્યાલય (પુસ્તકાલય)
શ્રી ગણપતિ મંદિર—
લુણાવાડા.

પ્રસિદ્ધ કર્ત્તા.

**વેદ સનાતન સ્વધર્મ સુમુક્ષુ મંડળ.**

અમદાવાદ.

ॐ

વેદ સનાતન સ્વધર્મના સિદ્ધાંતને માન્ય આપનારા દ્વિજાતિ વર્ગના પુરૂષો અને દ્વિજાતિ વર્ગની ધાર્મિક ઊંચ કેળવણીને પામેલી પવીત્ર બેનોને પોતાના આત્માના કલ્યાણને માટે વાંચવા યોગ્ય પુસ્તકો—

( છપાય છે. )

स्वानंद ब्रह्मविलास—काव्यमाळा—( उत्तरार्ध )
કીંમત. રૂ. ૧–૪–૦

(ॐ) प्रणव दर्शन— કીંમત. રૂ. ૦–૨–૦

શ્રી ગાયત્રી પુરશ્ચરણાલય (વ) સ્વાનંદોદ્ભવ
બુદ્ધિસ્થાન વેદવિદ્યાલય ( પુસ્તકાલય )
શ્રી ગણપતિ મંદિર—લુણાવાડા.

---

તથા શ્રી બ્ર. બ્ર. સદ્ગુરૂ શ્રી પૂર્ણાનંદજી મહારાજના મુકામે તથા હેન્ડબીલમાં લખેલા સ્થળે નામ નોંધાવો.

ॐ શ્રીગણેશાયનમઃ ॥

# વેદસનાતન સ્વધર્મ.



# ॥ स्त्री धर्म चन्द्रिका ॥

## આર્ય વેદસનાતન ધર્મિ બેનો ! ! !

તમારા સમજવામાં હશે કે આ જગતમાંના તમામ દેશોમાં ઊત્તમ ભૂમિકા તે આ આર્યપ્રદેશ કે જેને ભારતપ્રદેશ વા. હિંદુસ્તાન કહે છે. તથા આ દેશમાં ચાલતા આર્યજનોના ધર્મને–**વેદસનાતન ધર્મ** કહે છે.

આ વેદસનાતન ધર્મને માન્ય કરનારા આર્યલોકોમાં મુખ્ય ચાર જાતિથી સંજ્ઞા છે. ૧ **બ્રાહ્મણ** ૨ **ક્ષત્રિય** ૩ **વૈશ્ય** ૪ **શુદ્ર** આ શિવાય અન્યજાતી વર્ણના લોકો પણ આ ભારત પ્રદેશમાં વસે છે.

સનાતન ધર્મ શાસ્ત્રગમ્ય છે. માટે ધર્મની મહત્તા સાચવવાને

ચાર વેદ (ઋગવેદ યજુર્વેદ—શામવેદ અને અથર્વવેદ) ચાર ઉપવેદ—ષ-દૃશાસ્ત્ર અને અઢારપુરાણ તથા રૂષિ મુનિ પ્રણીત સ્મૃતિશાસ્ત્ર તથા મહાત્માના લખેલા વેદસનાતન ધર્મ અવિરૂદ્ધ લેખો (ગ્રંથો) એ સર્વને આપણે માન્ય કરવાના છે.

मातुर्यदग्रे जायंते द्वितीयं मौंजिबंधनात् ॥
ब्राह्मण क्षत्रियविश स्तस्मादेतेद्विजाः स्मृताः ॥
यज्ञानां तपसां चैवशुभानां चैवकर्मणाम् ॥
वेदएव द्विजातीनां निःश्रेयसकरःपरः॥याज्ञ० ॥

પ્રથમ તત્ તત્ જાતિની માતાના ઉદરથી ઉત્પન્ન થાય—એટલે આ દ્વિજાતિનો પ્રથમ જન્મ છે. અને બીજો જન્મ તે ઉપવિત સં-સ્કારની પ્રાપ્તિ થઇ એટલે દ્વિજન્મ ગણાય છે. એટલાજ માટે બ્રા-હ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય કે જેઓને ઉપવિત સંસ્કાર થાય છે માટે દ્વિજાતિ કહેવાય છે શ્રુતિસ્મૃતિમાં પ્રતિપાદ્ય એવા યજ્ઞો—અને શરિરાદિકમોહ નિવૃત્તિને અર્થે કહેલા તપ (નિત્ય—નૈમિત્તિક પ્રાયશ્ચિત્તા-દિ ) અને ચાંદ્રાયણ આદિ શુભકાર્યો—અને યજ્ઞોપવિત આદી સંસ્કા-રોના બોધ કહેવાથી આ વેદજ દ્વિજાતિબંધુઓને મોક્ષના હેતુ રૂપ છે. અન્ય નહિં- ( વેદ સાથે સ્મૃતિનો સમાવેશ થાય છે )

સનાતન ધર્મ મર્યાદાએ બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ જાતિ દ્વિજાતિ કહેવાય છે. અને તેમના શારીર ધર્મો મનુ યાજ્ઞવલ્કય પારાશર આદી આપણા પૂર્વજોએ બાંધેલા છે. અને તે વેદસનાતન ધર્મને માન્ય પૂર્વક હોઇ આપણે પાલવાના છે તેમ શુદ્ર જાતિના ધર્મો પણ તેમાં વર્ણવેલા છે. અને તે પ્રમાણે ચાલવાને તેઓને પણ આજ્ઞાછે.

ૐકાર નિર્ગુણ સગુણ બ્રહ્મમાં પુરૂષ પ્રકૃતિના સંધારણથી આ જગતનો વ્યવહાર સબંધ હોઇ, ધર્મમાં પુરૂષ અને સ્ત્રીને માટેજ ધર્મ છે. અર્થાત્ જેમ ભારતવર્ષમાં પુરૂષને સનાતન ધર્મ પ્રમાણે શરીર ધર્મ અંગીકાર કરવાનો છે તેમ સ્ત્રીઓને પણ પોતાનો વેદ સનાતન ધર્મ અંગીકાર કરવાનો છે.

આ વેદ સનાતન ધર્મના બોધક પુરૂષોને જીવન્મુક્ત, બ્રહ્મવેત્તા, આચાર્ય વા ગોર (ગુરૂ) વા પુરોહીત વા પુરાણી આદી ઉપનામ આપવામાં આવેલું છે. અને તે બોધ કરવાનો સર્વ અધિકાર વેદશાસ્ત્ર પુરાણાદિકથી "બ્રાહ્મણ" નેજ આપવામાં આવેલોછે–અર્થાત્ સર્વ વર્ણ માત્રને સનાતન ધર્મનો બોધ કરનાર તે "બ્રાહ્મણ" જાતિના પુરૂષજ છે. ( वर्णानां ब्राह्मणो गुरु )

આ જગતને વિશે અનેક ધર્મો ચાલે છે અને તે સર્વનું રહસ્ય તો એકજ છે. અને તે સર્વ એકજ પરમાત્મા સ્વરૂપનેજ ભજે છે છતાં દેશ દેશની પદ્ધતિ જુદી જુદી હોય છે. દેશ દેશનાં હવા પાણી ખોરાક અને ભૂમિકાની ભિન્નતા ઉપર ધર્મતત્વનો આધાર સમાયેલો છે–તેનું પ્રમાણ અનુભવ સિદ્ધ છે કે આભારત વર્ષમાંજ વેદ સનાતન ધર્મ કે જે જુનામાં જુનો છે તે. તે આર્યજનોને માન્ય પૂર્વક છે. કે જેના આધારે સર્વ દેશ અને સર્વ ધર્મનાજનો પોતાનો ધર્મ સત્ય સમજે છે:

જુઓ. પરદેશી અને પરધર્મિ છતાં પણ આપણા વેદ સનાતન ધર્મને માન્ય આપનારી પરમ વિદુષિ બાઇ. "એનીબીસેંટ" ઠામ ઠામ વેદ સનાતન ધર્મનો, નીતિ માર્ગનો, સદા ચરણનો, અને પરમ ભક્તિનો બોધ આપતાં સમજાવે છે કે હે ભારત વાસી આર્ય જનો !!!

તમારો " વેદ સનાતન ધર્મ" જુનામાં જુનો અને ખરેખર મોક્ષ માર્ગના હેતુ રૂપ છે. વીગેરે.—

આમ પરધર્મિ જનો સનાતન ધર્મની મર્યાદાએ માંસાહારાદિનો ત્યાગ કરી શાક ભાજી જમી સાત્વિક બુદ્ધિની પ્રાપ્તિ ઇચ્છે છે. તથા વિષય વાસનાને ધિક્કારી આર્ય જનોના કલ્યાણનો માર્ગ સુચવે છે. છતાં સ્વદેશી અને સ્વધર્મિ પણ ઘોર નિદ્રિત જનોને પોતાના સ્વધર્મ ભક્તિ જ્ઞાન ઉપર પ્રિતી થતી નથી એ કેટલી અફસોસી!!! કે પરદેશી જનો જગાડે ત્યાં સુધી આપણે જાગૃત થતા નથી. હુર...!!!

એમ આધુનિકજનોને આ વેદસનાતન ધર્મ કેટલો પ્રિય છે તે પણ સમજાય છે કે અન્ય દેશનાજનો પણ વેદસનાતન ધર્મના તત્વોને માન્ય આપી તેમાં લખેલા દેહધર્મના સત્ય નિયમોને પાળવા લાગ્યાછે.

વેદસનાતન ધર્મની મર્યાદાએ ધર્મતત્વોના બોધક "બ્રાહ્મણો" ને સ્વભાવથીજ ઉત્તમતા ધારણ થઇ છે—( આ કાળમાંઆમાં કેમ ચાલે છે તે જોવાનું નથી ) અને તેમના ધર્મ બોધક સ્વભાવે તેમણે વેદ શાસ્ત્ર સ્મૃતિ પુરાણ આદી સારી રીતે ભણીને અનુભવી થવુંજ જોઇએ કારણ પોતાની જાતિ બ્રાહ્મણોને તેમ ક્ષત્રીઓને તેમ વૈશ્ય શુદ્રાદિને ધર્મ તત્વનો બોધ કરવો એ તેમનું ઉચિત કર્મ છે. અને ક્ષત્રી વૈશ્યાદિક સજ્જનોએ તેમનીજ આજ્ઞા પ્રમાણે પોતાના સનાતન ધર્મની પદ્ધતિ સાચવવી પણ જોઇએ.

**પવીત્ર બેનો!!!**

પુરૂષ અને સ્ત્રી સ્વરૂપે સર્વ જીવાત્મા ગણાય છે. અને સર્વ જીવોમાં પુરૂષ અને સ્ત્રીઓ સ્વભાવથીજ સમજાય છે. આ સર્વ જીવાત્માનાં શરીર પોતાના ઊંચકે નીચ કર્મને આધારેજ બંધાએલાં

છે. ધર્મશાસ્ત્રોની પદ્ધતિ જોતાં સમજાય છે કે-ઇશ્વરની આજ્ઞારૂપ સત્કર્મના પ્રભાવથીજ ઊંચનીચ શરીર પ્રાપ્ત થાય છે. પશુ પક્ષી આદિ અવાચક પ્રાણીમાત્રના કોપમાં જે જીવાત્માઓ છે, તેઓ હજુ ઊંચે દરજ્જે આવી શક્યાં નથી એમ તમે સહજ સ્વભાવે વિચારથી કહીજ શકશો; પણ આ મનુષ્યની જાતીમાંના જીવાત્માઓનાં શરીર ઊત્તમ પુન્ય સંસ્કારવિના પ્રાપ્ત થાય નહિં. એમ સમજાતું નથી કે?? ઇશ્વરે વિચાર કરવાને બુદ્ધિ આપી છે. જેથી સર્વ જીવાત્માઓ સબંધી કંઇ પણ વિચાર આવતાં સમજાશે કે સર્વ જીવાત્માઓમાં **માનવ** દેહધારી જીવાત્મા શ્રેષ્ટ છે. **जंतुनां नरजन्म दुर्लभमतां** ” ઇત્યાદીશાસ્ત્ર સિદ્ધાંત વાક્યથી સિદ્ધ થાય છે કે માણસનો અવતાર અતિ દુર્લભજ છે.

માણસના નર દેહમાં ચાંડાલાદિ અતિ નીચમાં નીચ અવતારનો પણ સમાવેશ થાય છે. અને તેમાં પણ શુદ્ર આદિ જાતિની પ્રાપ્તિ થવી એ તેના સત્કર્મનેજ સુચવે છે. એમ ઊત્તરોત્તર ઊંચ જાતિ વર્ણ સંસ્કાર દેહ પ્રાપ્ત થવો તે પોતાના સત્કર્મનુંજ ફળ છે. જેથી આ સૃષ્ટિના કર્તા ઇશ્વરનો ઉપકાર માનવાનો છે કે, તેમની કૃપાથીજ શુદ્રથી શ્રેષ્ટ વૈશ્યનો, અને વૈશ્યથી શ્રેષ્ટ ક્ષત્રીયનો, તથા ક્ષત્રીયથી શ્રેષ્ટ બ્રાહ્મણના દેહની પ્રાપ્તિ છે.

જેમ જેમ જાતિ વર્ણાદિકની ઊત્તમત્તા ઊત્તમ સત્કર્મ પ્રભાવે ઊત્તરોત્તર પ્રાપ્ત થાય છે. તેમ તેમ તેને જાતિ વર્ણાદિક જનોની બુદ્ધિમાં પણ ઊત્તમતા સમાયેલી છે. એટલે શુદ્ર જાતિ કરતાં વૈશ્ય જનોની બુદ્ધિ ઊત્તમ, અને વૈશ્યથી ક્ષત્રિયની ઊત્તમ, અને ક્ષત્રિયથી બ્રાહ્મણની બુદ્ધિ ઊત્તમ ગણાય છે અને એવી મર્યાદા સ્વાભાવિકજ

છે. કે બ્રાહ્મણોની ઊત્તમ બુદ્ધિ હોયજ.

હવે આ ઊંચ કે નીચ જાતિ વર્ણમાં **શરીર** અને **શારીરી ધર્મ** તત્વ શાને માટે છે. તેનો વિચાર કરીએ.

ધર્મ તત્વ બુદ્ધિની સુક્ષ્મતાએ, આ સર્વ જીવાત્માઓ પોતાના ઇશ્વર તત્વમાં મળવા (અભેદ થવા) પ્રયત્ન કરતા ચાલ્યા છે. અને તેને માટે ઊત્તમ સત્કર્મોના યોગે આ ઊત્તમોત્તમ શરીરને પ્રાપ્ત કરે છે. અને અનેક જન્મોમાં દેહાધ્યાસ બુદ્ધિનો વિલય કરી, આત્માના જ્ઞાનનો સાક્ષાત્કાર કરી મુક્ત થાય છે.

**વેદ સનાતન ધર્મના** મર્યાદાએ **જીવાત્મા** કોટીનો મોક્ષ થવો એ પરમ શ્રેષ્ટતા છે, અને તે મુક્તિ જ્ઞાનના હેતુ રૂપ આ વેદ સનાતન ધર્મની આવશ્યક્તા છે. જેમ જેમ વર્ણ જાતિ સંસ્કાર પુર્વક ધર્મતત્વ બુદ્ધિની સુક્ષ્મતા પ્રાપ્ત થાય. તેમ તેમ મુક્ત જ્ઞાનના અનુભવમાં તે જીવાત્મા ઊંચ સ્થિતીને પામે છે—આ **મુક્તિનું** જ્ઞાન જે શરીરથી પ્રાપ્ત થાય છે તે શરીર દ્વિજાતિ રૂપે આ મનુષ્યનુ જ છે. એટલે આ શરીરની પ્રાપ્તિ મોક્ષ જ્ઞાનને પરમ સાધન રૂપજ છે. જેથી સ્ત્રીનું શરીર કે પુરૂષનું શરીર મળ્યા છતાં અને ઊત્તમ જાતી વર્ણાદિક સંસ્કાર પ્રાપ્ત થયા છતાં મોક્ષ જ્ઞાનને માટે જે યત્ન ન કરે અને વેદ સનાતન ધર્મ તત્વનું પાલન ન કરે તે ધિક્કારનેજ પાત્ર છે. અર્થાત્ આપો આપ નીચપણાને પામે છે.

મુક્ત જ્ઞાન પ્રકાશને માટે આ માનવ શરીર ઊત્તમ છે. અને પોતાના જીવાત્માનો મોક્ષ કરવો એ સર્વ સ્ત્રી પુરૂષોને જરૂરનું છે. **જેથી** શરીર ધર્મતત્વના વિચારથી મોક્ષ જ્ઞાનનો હેતુ સંભાળવોજ જોઇએ અને મુક્તિના જ્ઞાનની **શુભેચ્છા** સર્વ કોઇ જીવાત્માને હોવીજ જોઇએ—

આ મોક્ષ જ્ઞાનના હેતુ રૂપ હરેક સ્ત્રી પુરૂષને કેવા કેવા વિચારની જરૂર છે. તે સર્વ વિચાર રૂપી **પ્રશ્નો સુવિચાર શ્રેણી** ના પ્રથમાઙ્કમાં પ્રસિદ્ધ થએલા છે. તે જોયાથી નિશ્ચય થશે.

જીવાત્માની ત્રણ પ્રકારની સ્થીતીમાં ૧. અનાધિકારી અથવા **પામર ૨. વિષયી ૩. અધિકારી** એમ છે. આ ત્રણ સ્થિતીથી પણ શ્રેષ્ટ એટલે મુક્ત જ્ઞાનનો અનુભવિ તે. ૪ થો **મુક્ત** ગણાયછે. એટલે જે મુક્ત તે સર્વ ધર્મ જ્ઞાનના જાણવાપણા વડે તે શ્રવણાદિનો અધિકારી નથી. તેમ પ્રથમ પાયરીના અનાધિકારી કે જે સંસાર આશક્તિને લીધે મોહાંધ થઇ સંસાર સત્ય માની પડેલા છે તે પણ વેદ વેદાન્ત અને શાસ્ત્ર ભક્તિજ્ઞાન શ્રવણાદિના અધિકારી નથી. એટલે આદિ અને અંતના (અનાધિકારી) **પામર** અને **મુક્ત** એનો ત્યાગ કરી **વિષયી** અને **અધિકારી**ને બોધ કરવાને આજ્ઞા છે.

પામરની સ્થિતીનો અનુભવ બતાવવાની જરૂર નથી. છતાં પામર જીવાત્માના બુદ્ધિ વિચાર બતાવી આગળ વધવું—પામર જીવાત્માઓ બળાત્કારે **સત્સંગમાં** આવી શકે. જેથી ઘણા કાળે તે વિષયી સ્થિતીને પામે. અગર ના પણ પામે—માટે તેમનો અધિકાર આવે તેમને આ **શ્રવણ** વિચાર સારા લાગશે. ૪૦.

જેમ પુરૂષ વર્ગમાં ત્રણ પ્રકારના પુરૂષ છે—તેમ સ્ત્રી વર્ગમાં પણ ત્રણ પ્રકાર ગણાય છે. ૧. **પામર ૨. વિષયી ૩. અધિકારી** શરીર તો સર્વ જીવાત્માનાં સરખાંજ છે. એટલે શરીરથી પામર કે અધિકારી જણાયજ નહિ અર્થાત પામરપણું કે અધિકારીપણું તે માત્ર ધર્મ બુદ્ધિ વિચારથીજ સમજાય છે.—

## પામર સ્ત્રીઓનો સ્વભાવ અને બુદ્ધિ વિચાર

બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, કે શુદ્રાદિક ગમે તે જાતની સ્ત્રી હોય પણ પામર બુદ્ધિ વિચાર તેના જન્મ જન્મના નીચ સંસ્કાર ( કર્મ ) થીજ હોય છે. કેટલીએક સ્ત્રીઓ, જાતિ વર્ણમાં ઉતરતી હોય, પણ તેના સંસ્કાર ઉત્તમ હોય છે, અને કેટલીએક સ્ત્રીઓ ઉચ્ચ જાતિની હોય છે પણ તેના જન્મ જન્મના સંસ્કાર ઘણા નીચા હોય છે માટે **પામરત્વ** એ. બુદ્ધિ વિચારથીજ સમજાય છે.

પામર વિચારની સ્ત્રીઓને પોતાની જાતિપણાનું અભિમાન હોતુંજ નથી, પોતાના વેદ સનાતન સ્વધર્મની મર્યાદા જાણવાની અપેક્ષા પણ હોતી નથી, પવિત્ર આચાર પણ હોતો નથી; યુવાન અવસ્થાનો બહુ મોહ હોય છે, ધન ઉપર અતિ પ્રિતી હોય છે, આભૂષણમાં વસ્ત્રાદિકમાં આરૂઢ મોહ બુદ્ધિ હોય છે, પોતાના સ્વામિ પ્રત્યેના સત્ય ધર્મો પણ જાણતી નથી, માનવ અવતારની કર્ત્તવ્યતા વિસરી, [1]પશુ ધર્મને માન્ય કરેછે. સ્વામિથી સ્વતંત્રતા રાખે છે, દેહ બુદ્ધિમાં મસ્ત રહે છે, શરીર શી રીતે સારૂં રહે, એવા દેહ ધર્મને માટેજ આરૂઢ અંધ બુદ્ધિ રાખે છે, વ્યભિચારી બુદ્ધિના યોગે પર પુરૂષમાં પ્રિતી અને ધનના મોહને માટે અનેક નીચકર્મો કરે છે, શાસ્ત્ર માર્ગની મર્યાદાનું ઉલ્લંઘન કરે છે, ઇશ્વર તરફ કિંચિત પ્રેમ ભક્તિ હોતી નથી દેહની કિર્તિને માટે બનતા પ્રયત્નોમાં અધર્મ થાયતો પણ ડર રહેતો નથી, પ્રપંચ,

---

१. आहार निद्राभय मैथुनंच सामान्य मेतत् पशुभिर्नराणाम् ॥ इति० ॥

૧. આહાર. ૨. નિદ્રા. ૩. ભય. ૪. મૈથુન, આ ચાર ભાવ પશુના અને મનુષ્યના સરખાજ છે.

વિશ્વાસઘાત; માહાત્મા સાધુ અને વિદ્વાન બ્રાહ્મણોની નિંદામાં અતિદુર્વિચાર ધારે છે, રોવું; કુટવું, અને વ્યહાર બુદ્ધિની આરૂઢતા ધારણ કરે છે, હલકા શબ્દો બોલવા, ફટાણાં કે નફટ ગાણાં ગાવાં કે જેથી દુરાચારની વૃદ્ધિ થાય, એવાં પુસ્તકો વાંચવાં, વધારે ગમે છે, વિષય વ્યાપારની, ગરતાઇથી અતિ પ્રજામાં પોતાની વડાઇ માને છે તેમ પ્રજા ના થતી હોય તો અનેક પુરૂષોમાં કે અન્ય એમના જેવા વ્યભિચારી અને બહારથી સાધુવૃત્તિ બતાવનારા પુરૂષોમાં વિષય બુદ્ધિ ધારી પ્રજા પ્રાપ્તિને માટે યત્ન કરે છે. જાદુ કરવાવાળા-ચીઠી મંત્ર દોરા વીગેરે કરવાવાળા, પુરૂષોથી મિત્રતા રાખે છે, પોતાના પતિને વશ કરવાને અથવા પરપુરૂષને વશ કરવાને માટે વશિકરણના પ્રયોગને સાચા માની, તેવા મૂઢ પુરૂષોથી પ્રિતી રાખે છે, પુત્રૈષણાની, મોટી ભીડ જાણીને ક્ષુદ્ર દેવતાઓની આરાધના, બાધા, અને તાવીજો વીગેરે કરવામાં પોતાની વડાઇ માને છે, અને ધન વાવરે છે, સાસુ સસરાના બંધનમાં રહેવાનું સારૂં લાગે નહિ, સ્વામિની આજ્ઞા માનવાની સ્વપ્ને પણ દુર્લભજ, કંકાસ-ક્લેશ-કજીઆ-દંભ-પાખંડ-છળકપટ-મોહ, મદ ઇત્યાદી અભિમાનના સાગરરૂપ અનેક પ્રકારના તર્કોમાં પોતાનો વખત ગાળે છે, શાસ્ત્ર મહિમા કે પુરાણપાઠ કે જાપ, વીગેરે ઉત્તમ, નિષ્કર્મ કરવાની કે સંત સેવા કરવાની તો ટેવજ હોતી નથી, પિતાના ઘરના પૈસાથી મદની ભરેલી, છાકેલી, માતાપિતાની પણ આજ્ઞા માનતી નથી, પોતાથી નીચી જાતની અને વહી ગએલી, વટલેલી, વ્યભીચારણી સ્ત્રીઓની મિત્રતા રાખે, અને તેના નઠારા વિચારો જણાવી, સગાંવહાલાંને નાહક હેરાન કરે, થોડું ભણીને વધારે ડોળ રાખે, વિગેરે અનેક પ્રકારના દેહાધ્યાસથી દેહાભિમાનની વાતમાંજ

હુશિયાર હોય એવા અનેક નિચ વિચારોથી ભરેલી સ્ત્રીની બુદ્ધિ પામર ગણાય છે, આ વિશે વધારે લખવાની જરૂર નથી.

પામર જીવાત્માઓને આવો ઉત્તમ બોધ લાગતો નથી, કેમકે તે જીવને સંસાર વ્યવહાર કાર્ય દ્રષ્ટિ સત્ય મનાઇ છે, માટે તેમના વિશે વધારે લખી તેમને સાર રૂપ નથી, ધનની લાલચે, પુત્રની લાલચે, વા અનેક પ્રકારના વિષયની લાલસાએ કદાપી કદાપી બાહ્યભક્તિનો ડોળ ધારે, પણ મનની મલીનતાએ ઇશ્વરની નિષ્કામ ભક્તિના પ્રભાવને જાણી શકતી નથી, કેમકે બુદ્ધિની જડતા વડે પાપ વાસના હૃદયમાં સ્ફૂરીજ રહે છે, અધિકારી પદની લાગણીજ હોતી નથી. તેથી ધ્યાન કે શમદમાદીક સંપત્તિ પાળવા, કે સ્વામિભક્તિ કે ગુરૂભક્તિ પાતીવ્રત્ય પાળવા, ઇચ્છા પણ કરતી નથી, વખતે સ્વામિને પણ આજ્ઞા કરે કે હું મંદિર કે સાધુની સેવામાં જાઉંછું, અને તમે છોકરાને સાચવજો કે ઘરનું અમુક કામ કરજો વીગેરે, પણ એમ સમજતી નથી કે સુવાસિની સ્ત્રીઓને તો સ્વામિ સેવા જેવું ઉચ્ચપુન્ય એક પણ નથી, તેમ વિધવાએ તો એકલું રખડાયજ નહીં. પણ પામરબુદ્ધિના વિચારથી તેને આવી સુગમ હોતીજ નથી, માટે અનાધિકારી પામર જીવને આ બોધરૂપ ભાવ લખી જાગૃતી આપી છે.

**મધ્યમાધિકારી સ્ત્રીઓનો સ્વભાવ—( બુદ્ધિવિચાર. )**

પામર બુદ્ધિની સ્ત્રીઓના વિચારોથી વિષયી બુદ્ધિની સ્ત્રીઓના વિચારો કાંઇક દરજ્જે ઉંચા હોય છે ખરા; અર્થાત્ કાંઇક અંશે સંસારને અનિત્ય મિથ્યા દુઃખરૂપ, કલેશરૂપ, ભયરૂપ માને, અને કાંઇક અંશે ઇશ્વરના કોઇપણ નામથી, એક ભગવાન સત્ય છે. અને તે સર્વ જગતનો કર્તા છે, એમ જાણી ભક્તિ કરે, અને સંસાર વૈભવાદિ

મીથ્યાને વિશે પણ સુખ બુદ્ધિ આદિની ઇચ્છા ધારણ કરી તેમની સેવના ( ભક્તિ ) કરેછે કાંઇક જગતપણાની મહત્તા, અને કાંઇક ભક્ત બુદ્ધિનો બાહ્ય ડોળ એમ અનેક રચના ભર ખેલનો પણ આનંદ જોવા ઇચ્છે. સમાસંબંધી વ્યવહારમાં નિતિ સદાચરણ અને કાંઇક અંશે પરોપકારી પણ બુદ્ધિ અને પવિત્ર થવાનો યોગ જણાય તેમ શુભ વર્તન રાખે. પુત્ર સુખ, ધન સુખ, પતિ સુખ, વૈભવાદિ સુખ, એ સર્વ સર્વાત્મા પરમાત્માની કૃપાથી પ્રાપ્ત થયુંછે, અને તેની ભક્તિ કરીશું. તો એમાં વિશેષ વૃદ્ધિ થશે, એમ જગતના સુખની અપેક્ષાએ. અને કાંઇક અંશે સ્વર્ગાદિક લોકે વા કદાપિ મોક્ષ સુખની પ્રાપ્તિ—ની અપેક્ષાએ સત્કર્મ આચરતી ચાલે, સ્નાનાદિથી પરવારી ઇશ્વર સેવા; શ્રી ઇષ્ટ કૃપારૂપ સાહીત્ય મેળવી કરે, જગતમાં અને જ્ઞાતિ વ્યવહારમાં જેમ મહત્તાવાન ગણાઇએ તેમાં આપણો માનવઆનતાર સફળ છે, એમ સમજી અધર્મને નીંદે, પાપ કર્મને નીંદે; વ્યભિચાર બુદ્ધિને નીંદે, તૃષ્ણા બુદ્ધિને નીંદે, અવિદ્યા બુદ્ધિ વિચાર રૂપ, અનૃત કર્મ કરવાની કદાપિ પણ ઇચ્છા કરે નહિં. અતિ પ્રેમ બુદ્ધિ વડે સંસારને પણ જુએ અને ભક્તિ સેવા પણ આદરે, કદાપિ માહાત્માઓના સમાગમમાં ભક્તિ જ્ઞાનનો અલભ્ય "શ્રવણ" લાભ લે, પણ શું કરીએ. માયામાં પડયાં છીએ, તે કેમ કરીએ. એતો આએ પણ કરવું અને આએ પણ કરવું, એમ જગત બુદ્ધિએ, સંસાર રમત સારી કેળવે, પણ એ મિથ્યા વસ્તુ કદાપિ પણ સાચી ઠરવાની નથી, એમ ખાત્રીથી જાણ્યા છતાં સંસારીક મોહ હોવાને લીધે વારે વારે સંસારમાં તણાઇ જાય, પડે—આખડે, પણ આ બ્રહ્મજ્ઞાનની રસતાની અમૃત તરંગ લેહેરીના આનંદ આગળ આ વિષયાનંદ ( જીવતા )

શા હિસાબમાં છે? એમ જાણી સંસારમાં ગ્રહસ્તાના અશ્વ ઉપર ચઢીને પણ કંઇ કંઇ બ્રહ્માનંદ લે.

દયા રાખે, ક્ષમા રાખે, વ્યવહારમાં ચતુર અને ડાહાપણના પ્રતાપે યથાયોગ્ય સદ્કિર્તિ મેળાવવાનો શુભ પ્રયત્ન રાખે, અને તેમાં વખત સર **મોહને કારણ પ્રપંચ** ઉઠાવી ખેલ પણ રમે, મિઠાસ ભાર વાણી, નિતિમાન રહેણી, વિવેકની કહેણી, ઊદારતાની ખાણી, ધર્મની પૂતળી, સંતની સમાગમી, પ્રમાણીકતામાં ઊત્સાહી, પતિને ઇશ્વર સ્વરૂપ ધારે, છતાં **ગ્રહ સત્તાના** ઉત્તમ અંશની અધિકારીણી બની સ્હેજસાજ અભિમાનની મર્યાદા ખીલાવે.

ઉત્તમ ગ્રહસ્થાશ્રમની મર્યાદા નીતિમાં સમજાવેલી છે કે—

**सानंदं सदनं सुताश्च सुदिनां कान्तां मधुर्भापिणी ।**
**स्वेच्छा पुर्ण धनं सुतिर्थ गमनं स्वाज्ञा परा सेवकाः ॥**
**आतिथ्यं शिव पुजनं मतिदिनं मिष्टान्न पानाग्रहे ।**
**साधुः संग मुपः गतेहि सततं धन्योपि ग्रहस्थाश्रमम् ॥१॥**

ગ્રહસ્થાશ્રમના નિયમનું સ્વરૂપ એજ કે જેના બારણા આગળજ આનંદ વૃત્તિ જેવું દેખાય. પુત્ર હોય તે માહા દિનતાવાન હોય. સ્ત્રી હોય તે મધુર ભાષિણી હોય. ઇચ્છા પ્રમાણે પૂર્ણ ધન હોય. શ્રેષ્ઠ એવાં તિર્થને વિશે ગમન કરે. અને આજ્ઞા પ્રમાણે વર્તનારા સેવકો હોય. નિત્ય આતિથ્ય એટલે અનાશ્રય સંન્યાસી બ્રહ્મચારિ વા ત્યાગી જનોને ભોજન આપે. નિત્ય શિવ પુજન કરે. રોજ નાના નાના પ્રકારના મિષ્ટાન્નનું ભોજન કરે. અને નિત્ય પ્રતિ સાધુ ( બ્રહ્મનિષ્ઠ

બ્રહ્મશ્રોત્રીય સંત ) પુરૂષોના સંગમાં વિચરે. એવા સતત નિયમથી થતા ગ્રહસ્થાશ્રમને ધન્ય છે.

**ગ્રહાશ્રમાત્ પરો ધર્મો નાસ્તિ નાસ્તિ પુનઃ પુનઃ॥**

ગ્રહસ્થાશ્રમથી શ્રેષ્ટ ધર્મ નથી પુનઃ પુનઃ કહુંછું કે ગ્રહસ્થાશ્રમથી શ્રેષ્ટ ધર્મ નથી.

**વળી મધ્યમાધિકારી બેનોની** ધનની બાબતમાં ઉદારતા ખરી, પણ એ કર્મોથી સંસાર કિર્તિની મહત્તા અને સદ્કિર્તિની પ્રાપ્તિરૂપ મોક્ષને પણ સ્હાયકારી થાય, એમ સમજી ખર્ચ કરે, અમુક **દેવકાર્યની** મહત્તા મેળવવા હોંશ ભર પુત્રલગ્ન પુત્રિલગ્ન પ્રસંગે વા કોઇ કોઇ પ્રસંગે યજ્ઞાદિ કાર્ય કરે, અને સુખ બુદ્ધિથી વ્યવહારિક કાર્યમાં પણ ધન વાવરે, **યજ્ઞાલય દેવાલય, શિવાલય, વિદ્યાલયની** મહત્તા જાણે એમ **ધર્મિબેનો** ઉદારતાનું સત્ય રીતે સેવન કરે. સંસારમાં સુખનું સાધન આ વૈભવાદિ અને **ગુરૂઇશ્વર** સ્વરૂપ **પતિ**ની સેવા છે. છતાં વિષય બુદ્ધિએ **પતિ** સાથે રમે, દેહ દ્રષ્ટિએ અનેક પ્રકારના વિનોદ કરતી, શુદ્ધ પ્રેમ મર્યાદામાં શીસાતી, અતિ નમ્ર બુદ્ધિએ પ્રજાનો અને ધન વિગેરે વૈભવનો આનંદ **પતિ** સહવર્તમાન ભોગવે.

કોઈ કોઇ અંશે પુત્ર સુખમાં આરૂઢ પ્રિતીવાન બની હર્ષ શોકાદિમાં ગંભીરતા બતાવે, છતાં મનમાં આ સર્વ મિથ્યા સુખ બુદ્ધિ છે, એમ જાણે ખરી, બાળકોને સારૂ શિક્ષણ આપે, અનિ પવિત્રતા રાખે એમ અનેક પ્રકારે પોતાના મનને સંસાર કર્તવ્યમાં સુખી સમજે.

**उदारस्य तृणं वित्तं शूरस्य मरणं तृणम् ॥**
**विरक्तस्य तृणं भार्या निस्पृहस्य तृणं जगत् ॥**

ઊદાર જનોને **ધન** તે તૃણ સમાન છે. કારણ કે આ સૃષ્ટિ કલ્પના જ્યારે મિથ્યા છે. ત્યારે ધનાદિક મૃતિકાનો પદાર્થ કેમ મિથ્યા નહિ !!! વળી જડ દ્રષ્ટિએ પણ ધન નાશવાન અને ચપલ છે. ત્યારે એ ધનની પ્રાપ્તિમાં જો **ઉદારતા** રૂપે ગંગાજીમાંહાથ ધોઇ લેવાય. તો **પરમાર્થ** આશ્રય પણ શોભે. અને ધનની વ્યવસ્થા પણ સારી ગણાતાં પ્રભુની આજ્ઞા માની ગણાય—તેમ શુર પુરૂષોને **મર્ણ** તે તૃણ સમાન છે તેમ વિરક્ત એટલે વૈરાગ્યવાન પુરૂષોને **સ્ત્રી** તે તૃણ સમાન છે. અને નિસ્પૃહ પુરૂષોને **આ જગત** તૃણ સમાન છે. આ નિસ્પૃહ પુરૂષ માત્ર **મુક્તજ** છે.

જે પુરૂષ આ જગતને યથાર્થ રીતે મિથ્યાજ જાણે તે પુરૂષજ **ઊદારતા** ધારણ કરે છે. જેની **ઊદારતા** ખુલી હોય. તેનેજ **ભક્ત** કે **જ્ઞાની** જાણો. જ્યાં સુધી **ઊદારતા** ખુલી નથી ત્યાં સુધી ભક્ત કે જ્ઞાની ગણાવનારા મીથ્યાનોજ ઢોંગ બતાવનારા છે. એમ નિશ્ચયજાણો.

ભક્તિના અંગમાં પરમાત્મા એક છે અને પોતાના સ્વામિનો સનાતન વેદધર્મ સ્વસિદ્ધાંત છે, અને પોતાના સ્વામિ, જેમ ઇશ્વરની ભક્તિમાં અલંકૃત થાય તેમ આ પવિત્ર સ્ત્રી પોતાના ઇષ્ટ સનાતન ધર્મમાં પ્રવર્ત રહે.

**शिवे विष्णौच शक्तौच सूर्येमयि नराधिप ॥**
**याऽभेद बुद्धियोगःस सम्यग्योगो मतोमम ॥**

ૐકાર પંચાયતન સ્વરૂપના સિદ્ધાંતમાં **ગણેશ, શિવ, વિષ્ણુ, સૂર્ય** અને **શક્તિ**ના અભેદ સ્વરૂપ અનંત નામ રૂપાત્મક ઉપાસના એ છે. અને તેનેજ લઇને હાલમાં **વેદ સનાતન સ્વધર્મના એક** અને અભેદ સિદ્ધાંતમાં **પંથ-મત-વાડા** આદિ બંધાયા છે. સર્વ કોઇ નાગ પંથાદિક વાડાના ભોમિયા છે. એટલે સર્વનદિયોનાં જળ સમુદ્રમાં એકતાને પામે છે તેમ સર્વ મત પંથાદિ **વેદ સનાતન સ્વધર્મ**માં એકતાને પામે છે. એમ નિશ્ચય કરી અધિકારી પુરૂષે વેદ સનાતન સિદ્ધાંત પૂર્વક-ૐકાર પંચાયતન ( ગણેશ-શિવ-વિષ્ણુ-સૂર્ય અને શક્તિ ) પરબ્રહ્મ પરમાત્મા એક અને અભેદ પ્રભુને સમાન દ્રષ્ટિએ સેવે-ભજે-પુજે-સ્તુતિ કરે. એમ વેદની સત્ય પ્રતિજ્ઞા છે. ( જુઓ **प्रणव (ॐ) दर्शन रहस्य.**)

એમ વેદ સનાતન ધર્મને માન્ય કરનારા અધિકારી દ્વિજાતિ બંધુઓએ સમદ્રષ્ટિ ધારણ કરવી જોઇએ. કે કોઇ પણ મત પંથાદિકનું અને તે વિચારને ધારણ કર્તા-અધિકારી વર્ગનું સારી રીતે સેવન થાય. એટલે તેમને પણ સત્ય સમજાય.

દેવમંદિર આદિ પવિત્રસ્થાનોમાં દર્શન માટે જાય, અને યોગ્ય ગ્રહસ્થાશ્રમ પ્રમાણે **દાનબુદ્ધિ** રાખી દેવાર્પણ કરે, તથા ત્યાં વસતા માહાત્માજનોની સુશ્રુષાપણ ઊઠાવે, બહુ અંશે મૂર્તિમાં ઇશ્વરબુદ્ધિ ધારણ કરી માહાદેવરૂપે, વિષ્ણુરૂપે, રામરૂપે, કૃષ્ણરૂપે, અંબાજી રૂપે, અને આદીઅંત શ્રીગણપતિ રૂપે સેવા કરે, અને તેમનાથી સુખ બુદ્ધિ રાખે, સંત પ્રભુ સર્વ ઘટઘટના વાસીછે, પણ તે સમજાવનાર આ મૂર્તિમંત ભગવાનની સેવાછે, અને સંસારને જાળવનાર પણ પરમાત્માછે એમ માની રમે ખરી, પણ મિથ્યાના લાંબા લાંબા હાથે નિર્લજ્જતાએ તાબોટા કુટવા અને રામરામ-

કૃષ્ણકૃષ્ણ–ગોવિંદ ગોવિંદ–એમ મોટી બુમો મારવી તેને ગમે નહિં. કારણ પ્રભુ તો સર્વ જાણી રહ્યા છે તેનું અજાણ્યું કશું નથી એમ સમજે ત્યારે. આમ બુમો મારે શું થાય ?? પ્રેમભક્તિમાં નાચવું કુદવું અને હરીને પ્રસન્ન કરવા સખાભક્તિનો ડોળ કરવો, ગાવું બજાવવું, ઇત્યાદિ સર્વ ભક્તિ સાહિત્યમાં ઉપયોગી છે ખરાં, પણ તેની નિરાભિમાનતાએ દેહાધ્યાસ બુદ્ધિનો વિષય, જો ન હોય તો એ સર્વ મિથ્યાજ છે, અન્ય કશું પણ બીજું તો પળાતું નહોય, સ્વામિ ભક્તિમાં ખામી હોય, દયા–સત્ય–નીતી–ઉદારતા, અક્રોધતા, શિયળ વીગેરે પરીપૂર્ણ સત્ય રીતે ન હોય તો આ મિથ્યાનો ડોળ લોકોની પાંસે ભક્તિવાન કહેવરાવવાને માટેજ ફક્ત આ ઢોંગ છે એમ નિશ્ચય જાણે જેથી એવા ભાવનો ત્યાગ કરી મનની દ્રઢતાએ આ ભક્તિનો મહિમા વધારવાનો પ્રયત્ન આદરી સદ્ગુણો અને શાન્તિની સાથે સ્મરણ ભક્તિ મર્યાદા પૂર્વક કરે, સર્વમાં રામને જાણીને અંતર એમજ સદાકાળ ગાઇ રહે, એટલે બસ છે, પરંતુ પામર બુદ્ધિની સ્ત્રીઓ દેહનિત્યકર્મમાંજ પ્રવર્ત્તે રહીને કહેવા માત્રજ ઇશ્વર ભજન અને સ્મરણ પણ કરતી નથી, અને અઘોર નિદ્રામાં ઘોરે છે, તેના કરતાં તો એ બહુ સારૂં છે પણ જો નિતિ પળાતી હોય અને શિયળથી ચિત્તની સ્થીરતા સાથે જ્ઞાન વિવેક હોય તો પણ શ્રી ધર્મ મર્યાદા તજી બાહ્ય ઢોંગ બતાવવાનું કારણજ નથી છતાં એવી દશા થઇ હશે. ત્યારે સ્થીતી પણ જુદિજ હશે. વળી એક વાત એપણ ઠીકજછે કે આવા ઢોંગના આધારે ભક્ત તો કહેવાયછે. વળી એમાં બ્રાહ્મણોનું સંરક્ષણ, પશુઓનું સંરક્ષણ;અને કંઇક ભક્તિનો ટેક પણ સચવાય છે, અને અંતે શુદ્ધ અંતઃકરણની પવીત્ર નિતીમાન ભક્તિનો યોગ પ્રકાશને પામે છે. પછીતે સ્મરણ

ભક્તિના પ્રતાપે, ભક્તિતત્વમાં આગળ વધી આગળ નહોતી કરતી એવી પુજા સ્તોત્ર, પાઠ, જપ, ગુરૂ દિક્ષા પુર્વક આમ કરવા શક્તિમાન થાય છે. એટલા માટે પાગર જીવાત્માને વિષયી જીવાત્મા થવું એ ઉપયોગીછે. એમ સગજી પોતે અતિ પવિત્ર હૃદયથી બન્ને બાજુ તપાસતી ગુરૂ ઇશ્વર પતિ સમાન જાણી સંત સમાગમમાં શ્રેષ્ઠ ભાગ લે. તેમજ શ્રવણ આદિ સાધનોમાં ફતેહ મેળવી સાર સારનો વિચાર પણ કરે; માહાત્માઓની સેવા કરે. કુલ મર્યાદા સાચવે. અને અતિ પવિત્રતા રાખી સાધુઓના આશિર્વાદને પામી, અંતે સંસારથી મુક્ત પણું થાય, પતિ એજ પતિ અને અન્ય પુરૂષો ભ્રાતા પિતાવત્ છે એમ નિશ્ચય જાણી અન્ય પુરૂષોથી મિથ્યા સંસારની અનૃત વાસના યુક્ત કપટ વાણી બોલે નહિં, અંતર ધર્મ સાચવી, પરપુરૂષ તરફ મદગારી છાગતાવાળી દ્રષ્ટિએ કદાપિ પણ જુએ નહિં, વૃત તપ તિર્થયાત્રાદિકને વિશે પ્રેમ લક્ષણાએ, વર્તિ, યમ, નિયમ, સારી રીતે પાળવા હોંશ ધારે, સ્વામિના અંતરમાં પવિત્ર બુદ્ધિવાન જણાય, અને નિર્કલશી સમજાય એમ કરવાને પ્રયત્ન કરતી, ડાહી અને જ્ઞાની ભક્તિવાન ગણાવાની હોંસ રાખનારી સ્ત્રી, કેવી નમ્ર બુદ્ધિએ વર્તવા ઇચ્છતી હશે !!! તેનો વિચાર વારંવાર કરી, ધર્મશાસ્ત્ર ઉપર અતિશ્રદ્ધા ધારે, તોછડાઇ, હલકાઇ, મસ્તાઈ, કે નિચ સ્વભાવથી બચેલી આ સ્ત્રી કેવા આનંદને લાયક છે જુઓ.

ભક્તિ માર્ગની અનુપમ શ્રેણીના જાણનાર વિદ્વાન પંડિત અને ભક્તજ્ઞાની જનોથી, ઉત્તમોત્તમ ભક્તિજ્ઞાન ગતીને પામી. શાસ્ત્ર શ્રવણ કરે, પુરાણ શ્રવણ કરે, કામ ક્રોધાદિકની શાન્તિ રાખે, રાગદ્વેશ તજે, સુખ દુઃખનો ત્યાગ કરે, અસત્ય બોલે

નહિ. બ્રહ્મચર્ય ( શીયળ ) પાળે, પતીવ્રત સાચવે, નીતિ સદાચરણ, શાન્યકરી વરતે, મનો નિગ્રહ, ઇંદ્રીય નિગ્રહ, તરફ પરમપ્રેમ રાખે, અને ધર્મ દયા, ક્ષમા, ધીરજ, ઊદારતા આદિ સદ્ગુણોનું સારૂં સેવન કરે—એવા નીતિ ધર્મના માર્ગે જો વહન કરી શાન્તિથી પરમ જ્ઞાન બુદ્ધિએ પંચીકરણ તત્વ સાર અથવા દેહાદિકને વિશે વૈરાગ્ય બુદ્ધિ પ્રાપ્ત થાય, એવા સદ્ગ્રંથોનું સદા મનન કરે, તો પછી એવા બાહ્ય ડોળના મીથ્યા આચારરૂપ જગતને સમજાવવા શુષ્ક ભક્તિનો ઢાંગ શાને માટે ધારણ કરે ??

શાસ્ત્ર પ્રમાણે વિચાર કરી જોતાં જણાય છે કે, સ્ત્રીઓને અને શુદ્રને વેદ કર્મનો અધિકાર નથી, એટલે સ્ત્રીઓ કે શુદ્ર જો દેવોની પુજા કરવાનો યોગ ધારે તો પણ પુરાણ મર્યાદાએ વિધિ સાથે પુજન સ્તોત્ર પાઠાદીક કરે.

સ્ત્રીઓને લગ્ન છે તે ઉપનયન સંસ્કારજ છે. સ્ત્રીઓના તમામ દેહધર્મો અથવા ઇશ્વર તરફના નિર્ણય ધર્મો તે વિવાહ કાર્ય પછી કરવાના છે. **प्रागुपनयनात्कामचारकामवादकामभक्षाः वैवाहिको विधिः स्त्रीणामौपनायनिकः स्मृतः॥** ઇત્માદી યોગ સ્મૃતિકારોએ સમજાવ્યો છે કે, દ્વિજોની વિવાહ વિધી થઇ કે તે સ્ત્રીને ઉપનયન સંસ્કાર થયો ગણાયછે. અને તે માત્ર દ્વિજાતિઓની સ્ત્રીઓમાં ગણાય છે—આ થયા પછી પોતાના સ્વામિ સહવર્તમાન વેદ કર્મ અર્થાત્ યજ્ઞાદીક શુભકાર્ય વેદમંત્રોથી કરે એવી પ્રતિજ્ઞા છે. ( આ વિધિ દ્વિજાતિ કુલની સૌભાગ્યવતિ સ્ત્રીઓને માટે છે. )

વિધવા સ્ત્રીઓને આદિથી અંત પર્યંત દ્વિજાતિ સંસ્કારે વેદ કર્મ યજ્ઞોપવીત કરવું. પણ આચાર્યની સાક્ષી રૂપે કે, પોતાના કુટુંબ-

ના પુરૂષની સાક્ષીથી કરવું. એકલીથી થાય નહિં.

શુદ્રોને પુરાણ કર્મ કરવું. કેમકે શુદ્રોને ઉપવિતનો સંસ્કાર થતો નથી—જેથી વેદ કર્મ થઇ શકે નહિ. શુદ્રોને ગણેશાદી દેવતાઓની પુજા કરવાની આજ્ઞા છે. પણ તે પુરાણ વિધિથી કરવાનીછે. પોતાના જાતિ વર્ણાદિક સંસ્કારથી ઉપરોક્ત થઇને બ્રાહ્મણો શુદ્રાચાર અને શુદ્રો બ્રાહ્મણાચાર પાળે તો. તે શાસ્ત્ર વિધિ કહેવાય નહિ. ઉલટો પતિત થાય છે. પોતાને પોતાનો આચાર ધર્મજ ઉત્તમ ફળ દાતા છે. ( જુઓ ભગવત્ ગીતા )

**સનાતન ધર્મ** મર્યાદા શાસ્ત્ર ગમ્ય છે. એટલે ધર્મ મર્યાદા પાળીતાં શાસ્ત્રનો આધાર લેવો એ વિશેષત્વે ઉત્તમ છે. અનુભવ ગમ્ય ધર્મમર્યાદા બુદ્ધિના વિતર્ક ઉપર દોરી જાય. અને દેહાધ્યાસ રૂપે થાય. તો શાસ્ત્રના ઉપર પગ મુક્યાનું પ્રાયશ્ચિત લાગે. માટે ધર્મ મર્યાદા શાસ્ત્રગમ્ય છે અને તેમજ પાળવું જોઇએ.

બાળકોને ઉત્તમ પ્રકારની કેળવણી આપવાનો વિચાર ધારી, ગ્રહકાર્ય યોગે ઘરમાં ધર્મ શિક્ષણ અને બાહારનું વ્યવહાર શિક્ષણ આપી ખુશી રહે, જેમ બાળકોને તેના પિતા, નિશાળમાં કેળવણી આપે તેમ ઘરમાં પણ સ્નાન સંધ્યા, પુજા આદિ પોતાના વર્ણ જાતિના સંસ્કાર પૂર્વક, ગોર પાસે ભણાવે, અને તેમને આગ્રહથી સમજાવી અતિ નીતિ ધર્મમાં મેળવી, બાહારનું વ્યવહાર શિક્ષણ દીપાવે. તેમ પુત્રીના સબંધે માતારૂપે વિચાર ધારી, પાઠ પુજા, સ્તોત્ર ભગવત્ ગીતા, ગુરૂગીતા, શિવગીતા, ગણેશ ગીતા, મણિરત્નમાળા આદિ ધર્મ વૃદ્ધિનાં વ્રત વીગેરે સારી રીતે કરાવે. અને બાળપણથીજ વિવેક સાથે ધર્મ કાર્યમાં પ્રવર્ત કરાવે, કે તેવી સુજ્ઞાન બાળકીઓ

યુવાવસ્થામાં મદ ભરી, છાકટી અભિમાની, ગર્વિષ્ટ કે દુષ્ટ બુદ્ધિવાન થાય નહિ, પોતાની માતાની પવિત્રતા જોનારી શાન્તિવાન દીકરી નિચ માર્ગમાં પ્રવર્ત થતીજ નથી, એટલે શુદ્ધ પતિને પામી પવિત્ર પ્રજાવાન, ધર્મવાન સ્ત્રી સંસારમાં અતિ સુખી થાય છે તેવી મર્યાદા જાણનાર સ્ત્રી પોતાની બાળકીને શિક્ષણ આપતાં પવીત્ર સૌભાગ્યવતિ સ્ત્રીના શું શું ધર્મ છે તે સમજાવે છે; કેમકે પોતે સારી પેઠે સમજેલી છે કે—પોતાના પતિને ઇશ્વર સમાન જાણવા, સ્વામિના ઉઠતા પહેલાં પોતે ઉઠી, દેહ શુદ્ધિ કરે; સ્વામિ જો અગ્નિહોત્રાદિક કર્મ કરતા હોય તો, અગ્નિશાળાને સાફ કરી લીપી નાખે—કાયા, વાચા અને મન વડે કરીને, પોતાના સ્વામિની આજ્ઞા ધારણ કરે, પછી વૈશ્વદેવાદિ કર્મ કરી દેવને નૈવેધ કરી સ્વામિને ભોજન કરાવે, સ્વામિનેજ ઇશ્વર સમાન ધારી સ્વામિની સેવા કરે, સ્વામિનેજ ઇશ્વર સમાન ધારી, તેમના ચર્ણોદકને ગંગોદક સમાન જાણી પાન કરે.

तिर्थ स्नानार्थिनी नारी पाते पादोदकं पिबेत् ॥
शंकरादपि विष्णोर्वा पतिरेकोऽधिकः स्त्रियाः ॥

તિર્થ સ્નાનના અર્થને ધારણ કરવા વાળી સ્ત્રી પોતાના સ્વામિના પાદોદિકને પીએ કેમકે શ્રી શંકર અને વિષ્ણુ કરતાં પવીત્ર પતીવ્રત્તા સ્ત્રી સ્વામિને અધિક ગણે છે—સ્વામિ ગમે તેવો રોગી; દુઃખી કે રંક હોય તોપણ સાધવી સ્ત્રી પતીનેજ પરમાત્મા સ્વરૂપ માને—અને અનેક પ્રકારે તેમના મનને સંતોષ કરે.

स्त्री भिर्भर्तृवचः कार्यमेष धर्मः परः स्त्रियाः ॥

દરેક સૌભાગ્યવતિ સ્ત્રીઓએ, પોતાના સ્વામિનું વચન માનવું

અર્થાત્ તેમની આજ્ઞા ઉલ્લંઘન કરવી નહિ એજ સ્ત્રીઓનો પરમધર્મછે.

**मृते जीवति वा पत्यौयानान्य मुपगच्छति ॥**
**सेहकीर्ति मवाप्नोति मोदतेचोमयासह ॥**

પતિના જીવતા કે પતિનાં મરણ પછી, પણ જે સાધ્વી સ્ત્રી અન્ય પુરૂષના સંગની ઈચ્છા કરતી નથી, તે આ લોકમાં કિર્તિને પામે છે અને તે પાતિવ્રત્યના પુન્ય પ્રતાપથી ઉમયાની પેઠે શિવ સ્વરૂ-પાનંદમાં રમે છે.

**गुरु रग्नि द्विजातिनां वर्णानां ब्राह्मणो गुरु ॥**
**गुरु रेक पति स्त्रीणां सर्वस्याभ्यागतो गुरु. ॥**

આથી સમજાશે કે દ્વિજાતિઓનું ગુરૂસ્વરૂપ અગ્નિ છે. અને વર્ણ ગાત્રોનું ગુરૂ સ્વરૂપ બ્રાહ્મણો છે, તથા પવિત્ર સ્ત્રીઓનું ગુરૂ સ્વરૂપ તેમના સ્વામિ છે. અને સ્ત્રી પુરૂષાદિ તમામનું ગુરૂ સ્વરૂપ, અભ્યાગત, બ્રહ્મનિષ્ઠ સંત છે.

**संयतोपस्करा दक्षा हृष्टाव्यय पराङ्‌ मुखी ॥**
**कुर्या च्छ्वशुरयोः पाद वंदनं भर्तृतत्परा. ॥**

અતિ સાવચેતીની સાથે ઘરની સામગ્રી રાખી અતિ ચતુરા-ઇથી પ્રસન્નમુખે યથાર્થ ખર્ચ કરે. અને પતિની આજ્ઞામાં રહે તે છતે સાસુ અને સસરાના ચરણુમાં નિત્ય નમસ્કાર કરે, સ્વામિ પરદે-શ ગયા હોય, તો પતિવ્રતા સાધ્વી સ્ત્રી અનેક પ્રકારની ક્રિયાનો

**વ્યાસ સંહિતા** જુઓ—સૌભાગ્ય કલ્પદ્રુમ વાંચો—ભાગવ-તમાં જુઓ—

ત્યાગ કરે, તેમ શરીરાદિકને મર્દન કરવા રૂપ તેલ-ફુલેલ-અત્તર વિ-ગેરે સર્વનો ત્યાગ કરે; સમાજ વીગેરે વિવાહ આદિ ઉત્સવનો ત્યાગ કરે. પરપુરૂષથી હસવું, અને પરાયા ઘરમાં પ્રવેશ કરવો, તે પતિવ્ર-તા સ્ત્રીએ ત્યાગ કરવું જોઇએ.

શાસ્ત્રના આધારથી સમજાય છે કે; પુરૂષ પ્રકૃતિ રૂપે આ જ-ગતની ઉત્પત્તિ સ્થીતિ અને પ્રલય છે. મહા પ્રલયાન્તમાં આ સર્વ જગત પ્રકૃતિમાં ( ઉપાદાન કારણમાં ) વિલય પામે છે અને પ્રકૃતિ, તે પોતાના પુરૂષ રૂપ સગુણ બ્રહ્મમાં વિલય પામે છે. એટલે મુળમાં પણ પ્રકૃતિ, સત્ય સ્વભાવવાળી નથી, જેમ, વૃક્ષની છાયા વૃક્ષમાંજ સમાય છે; જળની છાયા જળમાંજ સમાય છે, તેમ પુરૂષ રૂપ પર-માત્માની છાયા ( પ્રકૃતિ ) પુરૂષમાંજ સમાય છે. એટલે પુરૂષ સ્વતંત્ર છે. અને પ્રકૃતિ વિલયભાવના રૂપે હોઇ અવશ્ય પરતંત્રજ છે. પ્રકૃતિ સ્વામિ આજ્ઞાનુસારે છે. તેથી સ્મૃતિકારોએ પણ સ્ત્રીની સ્વતંત્રતા વર્ણવી નથી.

**रक्षेत्कन्यां पिता विन्नां पतिः पुत्रास्तु वार्धके ॥**
**अभावे ज्ञातयस्तेषां नस्वातंत्र्यं क्वचित्स्त्रियाः ॥ या०**

વીવાહના પહેલાં કન્યા નિંદીત માર્ગમાં પ્રવર્ત્તે નહીં એટલા માટે પિતા તેનું સંરક્ષણ કરે, અર્થાત્ પિતાની સ્વતંત્રતા નીચે રહે, અનંતર યુવાવસ્થામાં નિંદીત માર્ગે જાય નહિ એટલા માટે સ્વામિ તેનું સંરક્ષણ કરે અર્થાત્ યુવાવસ્થામાં સ્વામિની સ્વતંત્રતા નીચે રહે, અને વૃદ્ધાવસ્થામાં નિંદીત માર્ગે જાય નહિ એટલાજ માટે. પતિના અભાવે પુત્ર તેનું સંરક્ષણ કરે, અર્થાત્ પુત્રની આજ્ઞામાં રહે, એ સર્વ

કોઇ ના હોય તો જ્ઞાતિના માણસોના રક્ષણમાં રહે અને તે પણ ન હોય તો રાજાના રક્ષણમાં રહે એવી રીતે હોવાથી સ્ત્રી કોઇ પણ અવસ્થામાં સ્વતંત્ર નથી. તેમ.

**पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ॥**
**पुत्राश्च स्थाविरे भावे न स्त्री स्वातंत्र्य मर्हति. ॥**

કુમાર અવસ્થામાં પિતાના રક્ષણ નીચે રહે. યૌવન અવસ્થામાં સ્વામિના રક્ષણ નીચે રહે. વૃદ્ધાવસ્થામાં પુત્રના સંરક્ષણ નીચે રહે. અર્થાત્ ત્રણે અવસ્થામાં ત્રણે પ્રકારના રક્ષણથી રહે જેથી સ્ત્રી કોઇ પણ કાળમાં સ્વતંત્ર નથી.

**पति प्रिय हिते युक्ता स्वाचारा विजितेन्द्रिया ॥**
**सेह कीर्ति मवाप्नोति प्रेत्यचानुत्तमांगतिम्. ॥**

જે સ્ત્રી પોતાના સ્વામિને પ્રિય (નિર્દોષ મનને અનુકુલ આચરણવાળી ) અને પરલોકમાં હિતકારી, કર્મયુકત છે, અથવા જેનાં આચરણ શોભાવાળાં છે, અર્થાત્ ઘરથી બાહાર રખડે નહિ ઉપવસ્ત્ર ઓઢયા શિવાય બાહાર ન નીકળે–ઉતાવળી ના ચાલે. પરપુરૂષ સાથે બોલે નહિ કુદ્રષ્ટિએ પરપુરૂષને જુએ નહિ. ( વેપારી–વૈદ્ય, સંન્યાસી–સદ્‌ગુરૂ અને વૃદ્ધ પુરૂષ સાથે બોલવામાં દોષ નથી ) નાભી દેખાય નહિ એમ વસ્ત્ર પેહેરે ઓઢે–પગની પાની પર્યંત વસ્ત્ર પહેરે–શરીરનાં અંગ ખુલ્લાં ન દેખાય એમ આચ્છાદન રાખે–બહુ હાસ્ય ન કરે, નગ્ન શરીરે સ્નાન ન કરે, (ના) રહે નહિ. પતિ અને પતિના બંધુવર્ગમાં વૈર ન કરે. ગુણિકા, ધૂતારી, કુટિની, જ્યાં ત્યાં રખડવાવાળી નીચજાતીની, દેહાધ્યાસી, માયાના કપટમાં રમવાવાળી અને

દુષ્ટ સ્વભાવવાળી, વ્યભિચારીણી, દેહાભિમાની ગર્વિષ્ટ, સ્ત્રીઓથી મી-ત્રતા ન રાખે કારણ કે તેઓના સંસર્ગમાં સંસર્ગ દોષ પણ લાગે છે. ઇંદ્રીઓને નિયમમાં રાખે. અસત્ વાણી બોલે નહિ. ભૂલ થઇ હોય તે સ્વામિથી છાની રાખે નહિ. એવી સ્ત્રી આ લોકમાં ઉત્તમ કિર્તિને પામી પરલોકમાં ઉત્તમ ગતિને પામે છે.

શંખસ્મૃતિ જુઓ.

**नानुक्त्वा ग्रहान्निर्गच्छेत नानुत्तरीया न त्वरितं व्रजेत् । नपरपुरुषं भाषेतान्यत्र वणिक् प्रव्रजित वृद्धेभ्यः ननाभि दर्शयेत् आगुल्फाद्वासः परिदध्यात् नस्तनौविवृत्तौ कुर्यात् नहसेत् प्रावृता भर्तारंतद्बंधुत्वानाद्विष्यात् ॥ इति शंखस्मृतौ ॥**

**नगणिका धूर्ताभिसारिणि प्रव्रजिता प्रेक्षणिका माया मुलकुहककारिका दुःशिलादिभिः सहैकत्र तिष्ठेत् संसर्गेणहि चारित्रं दुष्यतीति ॥ शंख० ॥**

વિદ્વાન કે મહાત્મન્ સદ્ગુરૂ પાસે અર્થ વિચાર કરી લેવો જોઇએ.

અર્થાત્ સર્વ રીતે સૌભાગ્યવતિ સ્ત્રીઓને સ્વામિની આજ્ઞાએ વરતવું જોઇએ—નીતિધર્મ સારો પાલન કરવો અને પવિત્ર અંતઃકરણથી ઇશ્વરસેવા ભકિત આદરી પોતાના આત્માનું કલ્યાણ ઇચ્છવું. મિથ્યા સંસારવૃતિ જેમ ઓછી થાય અને વિષય વ્યાપાર જોગ કમી થાય તેમ વરતવું.

**स्त्रीणांच पतिदेवानां तच्छुश्रूषानुकूलता इति० ॥**

સ્ત્રીઓને પતિ એજ દેવ છે અને તેમનીજ સુશ્રૂષા ( સેવા ) અનુકુલ છે. ૪૦

ધનના લોભથી ધર્મ તત્વનો વિનાશ કરનારી રંક પામર સ્ત્રીઓ પોતાની કુમારીકાઓને કેળવણીના સંબંધે વેદ સનાતન ધર્મથી ઉલટ વિચાર આપનાર શિક્ષકના હાથ નિચે કેળવે છે. પણ તેમણે યાદ રાખવું ઘટે છે કે, કુમલા હૃદયનાં છોકરાંના મનમાં એવા કુવિચારો જો બે ચાર વર્ષની કેળવણીમાં જો સંસ્કાર પૂર્વક જમ્યા. તો પછી એ છોકરીઓના વિચારો આપણા સનાતન ધર્મ વિચારોથી ભ્રષ્ટ થવાના એ નિશ્ચય જાણો. માટે કંન્યાઓને શિક્ષણ આપતાં પહેલાં જ્યાં પોતાના વેદ સનાતન ધર્મ માર્ગની કેળવણી અપાતી હોય. ત્યાંજ શિક્ષણ લેવા જવા દેવી જોઇએ.

સૌભાગ્યવતી સ્ત્રીઓને શિઅળ ( પાતિવ્રત્ય ) પાળવું એ ઉત્તમોત્તમ છે એટલું જ નહિ પણ પુત્ર પ્રાપ્તિ માત્ર વંશની વૃદ્ધિ રૂપે છે અને દેહાધ્યાસમાં માતાપિતાના ઉદ્ધારરૂપ છે. જેથી પુત્ર પ્રાપ્તિ પછી સંસાર વિષયાદી કમમાં બહુ મસ્ત બની અતિ પ્રજાની દરિદ્રતા સહન કરવી નહિ. કારણ બહુજ ખટપટ અને સંસારની મિથ્યા વૃદ્ધિમાં સુખ દુઃખ કષ્ટ આવી પડે છે. એટલુંજ નહિ પણ હરિસ્મરણ, શ્રવણ, મનન અને સંતસમાગમ બનતો નથી. જેથા તે મૂઢ અવસ્થામાં પોતાના પ્રાણ ત્યાગ કરે છે. માટે વિચીત્ર સંસાર બુદ્ધિ રાખવી નહિ અને વિષયાંધ બનવું નહિ. શાસ્ત્રકારોએ અમુક દિવસ પુરૂષ અને સ્ત્રીઓને બ્રહ્મચર્ય પાળવાને સમજાવેલું છે તે પ્રમાણે વિદ્વાન બ્રાહ્મણ, ગુરૂ, આચાર્યથી સમજીને બ્રહ્મચર્ય પાળી ચાલવું જોઇએ એમ ગ્રહસ્થાશ્રમ નીતિથી કરે.

**तासामाद्याश्च तस्त्रस्तु निन्दितैकादशीतथा ॥ त्रयोदशीच शेषास्तु प्रशस्ता स्त्वत्र रात्रयः ॥ अमावास्याष्टमी**

**चैव पौर्णमासी चतुर्दशी ॥ ब्रह्मचारि भवेन्नित्य मप्यृतौ स्नातको द्विजः ॥ मनु० ॥**

દ્વિજાતિ પુરૂષ કે સ્ત્રીઓને ચતુર્થિ, એકાદશી, અમાવાસ્યા, અષ્ટમી, પોર્ણમાસી, ચતુર્દશી આદિ જયંતી શ્રાદ્ધના દિવસો, યજ્ઞાદીક દિવસો ઋતુકાલ આદી શુભાશુભ દિવસોમાં બ્રહ્મચર્ય રહેવા સનાતનધર્મની મર્યાદાછે. ગ્રહસ્થાશ્રમમાં પણ **ऋतुकाले तु या भार्या ब्रह्मचारि प्रहि रतिः ॥** ઋતુકાલમાંજ ગમન કરવાવાળા પુરૂષો ગ્રહસ્થાશ્રમમાં પણ "બ્રહ્મચારિ" ગણાય છે. વીગેરે.

આવા સુવિચારને ધારણ કરનારી પતીવ્રતા સ્ત્રી સંસારદ્રષ્ટિએ શુભ સંસાર કરવાવાળી પોતાની સુવાસીની બાળકીઓને પણ ઉત્તમ ધર્મ શિખવે. કે જેથી અપકીર્તિ ન થાય. અને ધર્મ મર્યાદા સારી સચવાય.

વખતે વિધવા પુત્રી હોય વા પોતે વિધવા હોય તોપણ નિચેના ધર્મ શ્રીગુરૂ કૃપારૂપ સંતસમાગમમાં જાણી પવિત્ર આચરણવાળી રહે.

દ્વિજાતિ કુલની વિધવા બેનોને સમજવું ઘટે છે કે આ સંસાર મિથ્યાજ છે. આ માનવ અવતાર મોક્ષ જ્ઞાનના હેતુરૂપ છે. અને અત્યાર સુધીમાં પોતાના આત્માના જ્ઞાનથી અજ્ઞાન રહેવા વડેજ આ જન્મમર્ણાદીક દેહનો સંભવ થયો છે. જેથી આત્મજ્ઞાન તરફની પ્રીતી વધારે રાખી પોતાના દેહશુદ્ધિ ધર્મને પાળી ઉત્તમ પ્રકારની નીતી સદાચરણને કેળવી શુદ્ધ (પાતિવ્રત્ય) બ્રહ્મચર્ય સંભાળી વિવેક બુદ્ધિએ યથા પ્રારબ્ધ સંસ્કારે દેહકાળ વ્યતિત કરવો જોઇએ.

**विधवा कबरीबन्धो भर्तु बन्धाय जायते ॥**
**शिरसो वपनं कार्यं तस्माद्विधवया सदा. ॥**

વીધવા સ્ત્રીઓએ કબરીબંધન રાખવું નહિ જેથી ભર્તાનું બંધન થાયછે, અને એટલાજ માટે શીરસ્ મુંડન કાર્ય ધારણ કરવું જોઇએ—એ વિધવાના પરમ ધર્મ છે.

एकाहारः सदाकार्यो न द्वितीयः कदाचन ॥
पर्यंकशायिनी नारी विधवा पातयेत्पतिम्. ॥

હમેશાં એકજ વખત જમવું બેવાર કદાપી પણ જમવું નહિ. પલંગ (ખાટલા) માં સુવું નહિ પલંગમાં સુઇ રહેનારી વિધવા સ્ત્રી પોતાના પતિને સ્વર્ગાદીકથી પાડે છે. માટે વિધવા સ્ત્રીએ પલંગ વર્જ્ય કરવો.

तस्माद्भुशयनं कार्यं पति सौख्य समिहया ॥
नैवांगो द्वर्तनं कार्यं तांबुलस्य च भक्षणम् ॥.

એટલા માટે વિધવા સ્ત્રીએ પોતાના પતિના સુખાર્થે પૃથ્વી ઉપર પથારી કરી સુવું અને શરીરે તેલ ગંધાદી પદાર્થ લગાડવા નહિ તેમ પાન પણ જમવું નહિ.

गंध द्रव्यस्य संभोगो नैव कार्यस्तया क्वचित् ॥
श्वेत वस्त्रं सदाधार्य मन्यथा रौरवं व्रजेत् . ॥

સુગંદી પદાર્થનું દ્વિજાતિ વિધવા સ્ત્રીએ કદાપી સેવન કરવું નહિ. અને પતિના વિનાશ પછી જ્યારે અષ્ટ[1] પ્રકારના મૈથુનનો પણ ત્યાગ

---

१ स्मरणं कितनं केलिः प्रेक्षणं गुह्य भाषणम् ॥ संकल्पो ध्यवसायश्च क्रिया निष्पत्ति रेवच ॥ एतन्मैथुन मष्टांग प्रवदन्ति मनिषिणः ॥ वाचस्पतौ. ॥ स्त्रीणां स्मरणादिषु अष्टसु । यद्भावो ब्रह्मचर्यम्. ॥

કરવાનો છે. ત્યારે પર પુરૂષથી સંભોગ પણ શીરીતે થાય ?? માટે સંભોગાદી ઇચ્છા કદિ પણ કરવી નહિં. શ્વેત વસ્ત્ર પહેરવાં. અન્યથા વસ્ત્રને જે પેહેરે છે તેને તેવા ભાવથી મોહ થતાં તે નરકને પામે છે.

उपवास व्रतादौ तु नित्यं कार्यं यथोदितम् ॥
पत्येवं नियमैर्युक्ता कर्म कुर्यादनिन्दितम्. ॥

દ્વિજાતિ વિધવા સ્ત્રીએ હમેશાં ઉપવાસ વૃતાદી બહુ સારાં કરવાં. અને એવાજ પ્રકારના નિયમોનું સેવન કરી અનિંદીત કર્મો કરવાં જોઈએ.

स्नात्वा शुक्लांबरधरा जितक्रोधा जितेन्द्रिया ॥
न कल्क कुहका साध्वी तन्द्रालस्य विवर्जिता ॥
सुनिर्मला सुभाचारा नित्यं संपुजयेत् हरिम्. ॥

દ્વિજાતિ વિધવા સ્ત્રીએ સ્નાન કરી શુકલ ( શ્વેત ) વસ્ત્ર ધારણુ કરવાં ક્રોધને જીતી ઈન્દ્રીઓને નિયગમાં રાખી કલેશ કંકાશનો સર્વથા ત્યાગ કરી સાધુપણે વરતી આલસ્ય તંદ્રાનો સર્વથા ત્યાગ કરવો અને નિર્મળ બુદ્ધિએ તથા શુભાચારથી નિત્ય પ્રતિ પરમાત્માનું પુજન કરી કૃતાર્થ થવું.

मुक्तिर्मिच्छसि चेत्तात विषयान्विष वत्त्यज ॥
क्षमार्जव दयातोष सत्यं पीयुष वद्भज ॥

મુક્તિની ઇચ્છાવાળાને વિષય રૂપી વિષનો સર્વથા ત્યાગ કરવો. અને ક્ષમા, આર્જવ, દયા, સંતોષ અને સત્યને અમૃતની ગાઠક, સેવવાની આજ્ઞા છે. હવે જ્યાં સુધી તે સ્ત્રી સૌભાગ્યવતિ હોય ત્યાં

સુધી પતિ આજ્ઞારૂપ ગ્રહસ્થાશ્રમ ધર્મ માન્ય કરીને ચાલે. અને તેમાં પણ વિષય વ્યાપારની શાન્તિરૂપ [૧]બ્રહ્મચર્ય પાળવાના દિવસો (શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે) પાળે. અને પરપુરૂષથી દુષ્ટ વિચાર (વ્યભિચાર) ધારે નહિં, ત્યારે વિધવા સ્ત્રીઓને તો એથી પણ વિશેષ આચાર પાળવો જોઇએ. કારણ **વેદસનાતન સ્વધર્મની** મર્યાદાએ ધર્મ લગ્નરૂપ, **પતિ** તો માત્ર તેજ હતો કે જેની સાથે શાસ્ત્ર મર્યાદા પૂર્વક. અગ્નિદેવતા આદી દેવતાઓની સાંનિધ્ય, ગુરૂ આચાર્ય અને જ્ઞાતીના વૃદ્ધ પુરૂષોની સાનિધ્ય. આ **ધર્મ લગ્ન** ક્રિયા થએલી હતી. જેથી તે પતિથીજ તેનું **પાતીવૃત્ય** ગણાય છે. આ પાતીવૃત્યધર્મ સ્ત્રીનો છે. તેથી કદાપી પાપાંશે સ્વામિનો વિનાશ થાય તો પણ પોતાના **પાતીવૃત્યને** કદાપી પણ ધોકો આપવો નહિં. અને પરપુરૂષથી વ્યવહાર ઇચ્છી પોતાના પાતીવૃત્યનો ત્યાગ કરવો નહિં. અને સ્વતંત્રતા ધારવી નહિં. વિષયાંધ બુદ્ધિની કુટીલ સ્ત્રીઓની ચિત્તવૃત્તિ સદા વિષયોમાંજ અને પરપુરૂષના મોહમાંજ રમે છે. એવી નીચ કુળની બાળાઓને ધિક્કાર છે કે પોતે નર્કમાં પડે છે. અને પોતાના સ્વામિને નર્કમાં નાખે છે. માતાપિતાને નીચું જોવડાવી તેમની પણ અધોગતી કરે છે. અને અપયશરૂપી કાજલ ચોપડી આ ત્રૈલોકયમાં અધર્મિ ગણાતાં અંતે નર્કનિવાસી થાય છે. (**સુબોધસુધામાં** પાતિવૃત્યધર્મનિબંધ વાંચો.)

બાગરબુદ્ધિની અને પાબરબુદ્ધિથી પણ નીચ સ્વભાવવાળી સ્ત્રી **સુવાસિની** અવસ્થામાં કે **વીધવા** અવસ્થામાં પણ કુકર્મનો આદર કરે

૧ બ્રહ્મચર્ય પાળવાના દિવસોની હકીકત આગળ આવીગઇ છે.

છે. સ્વામિ કે જે [1]ઇશ્વર વા ગુરૂ સ્વરૂપ છે તેને વિશે પ્રેમ ભક્તિ, ગુરૂસેવા ન ધારતાં અન્ય ભક્ત કહેવરાવનારા વિષયી પુરૂષોમાં ઇશ્વર સેવા ભક્તિનો ડોળ ધારણ કરે છે, તે જીવતાંજ નર્કમાં પડેલી છે એમ જાણો, કેમકે તેને મુક્તિ માર્ગનો યોગ પોતાની બુદ્ધિમાં સમજાયો નથી, એટલે તે દેહાધ્યાસી પાપીણીજ છે.

ઉચ્ચ કેલવણીને પામેલી સ્ત્રીઓ નિતિમાનજ હોવી જોઇએ. ધર્મ શાસ્ત્ર ઉપર અને વેદવેદાન્તના સત્ય નિશ્ચયને ધારણ કરવાવાળી હોવીજ જોઇએ. વ્યવહાર કરતે પણ વિષયાશક્ત દેહદ્રષ્ટીથી રહીતજ હોવી જોઇએ. પતિ અને ઇશ્વરની સેવામાં અનુકુળ સ્વભાવવાળી તથા સંત સદ્ગુરના સમાગમમાં ગંભીર પ્રિતીવાન હોવીજ જોઇએ. તેને બદલે આથી ઉલટા સ્વભાવવાળી હોય તો તે ઉચ્ચ કેળવણીને પામેલી નથી. પણ અધમ કેળવણીને પામેલી છે એમ જાણો. ઉચ્ચ કેળવણીમાં શાસ્ત્રાદીક ગ્રંથોનું સેવન કરવાને કોણે મના કરી છે ? ? તેમ તેમને નીતીએ ચાલવાને કોણે મના કરેલી છે. ? ? ઉચ્ચ કેળવણીના માન્યને પામેલી સ્ત્રીઓ પોતાના આત્માના કલ્યાણાર્થે જયારે નીતિ ધર્મ પ્રેમપૂર્વક નવધા ભક્તિ કરેછે. श्रवणं (१) किर्तन (२) विष्णो स्मरणं (३) पादसेवनम् (४) ॥ अर्चनं (५) वंदनं (६) दास्यं (७) सख्य (८) मात्मनिवेदनम् (९). ॥ આ નવ પ્રકારની ભક્તિના અનુક્રમમાં પ્રવર્ત્ત રહેનાર અધિકારીજનને અભેદ રસયુક્ત પ્રભુમાં પ્રેમ બુદ્ધિ ઉત્પન્ન થાય છે. અને તેથીજ બ્રહ્મનિષ્ઠ બ્રહ્મશ્રોત્રિય મહાત્મા સદ્ગુરૂ સંત પુરૂષોના સમાગમમાં

[1] या पति हरिभावेन भजेच्छ्रीरिव तत्परा ॥ ઈત્યાદી.

આત્માના કલ્યાણાર્થે, વેદવેદાન્તના અર્થને ધારણ કરી જીવન્મુક્તદશા અનુભવાય છે. આગ બ્રહ્મનિષ્ઠ બ્રહ્મશ્રોત્રિય. સંતના સમાગમમાં રહી વિવેક વૈરાગ્યાદી મનોનિગ્રહ કે ઇન્દ્રિયનિગ્રહ સાચવે નહિં. અને વિષયાંધ બુદ્ધિથી પુનર્લગ્ન કરી, પાતીવ્રત્ય સ્વધર્મ ત્યાગી, માનસિક વૃત્તિને બગાડી, કુલને લાજ લગાડી, આયુને ક્ષિણતા પમાડી, ભક્તિ જ્ઞાનને તરછોડી, પરંપરાના સનાતન ધર્મનું અપમાન કરી, માતા પિતાને લાંછન લગાડી, આત્માના જ્ઞાનથી વિમુખ રહી. સંસારમાં પ્રવર્ત્તે તો તેણે આ દુનિયામાં આત્મજ્ઞાન અને મુક્તિના પરમં સુખાનુભવનો લાભ શીરીતે લીધો ગણાય ? ? તેનો વિચાર પોતાની આપેજ કરી લેવો જોઇએ.

આત્માનો કોઇ પતિ નથી. છતાં દેહ બુદ્ધિએ ધર્મશાસ્ત્ર પ્રમાણે પતિ અંગીકાર કીધો. ( કેમકે સ્ત્રીની સ્વતંત્રતા શાસ્ત્રકારોએ માની નથી. ) અને તે પણ સંસાર ક્ષાર સાગર રૂપ ભાસ્યો. અર્થાત્ પતિનષ્ટ થયો તો હવે વિષય વ્યાપાર ધર્મશાસ્ત્ર પ્રમાણે ડુબ્યો. તો કહો હવે પતિ કોણ ? ? માત્ર આત્માજ—ત્યારે અન્ય પુરૂષના દેહ વિલાસમાં સુખ માનનારી અધમ સ્ત્રી ઉંચ કુળનીકે ઉંચ કેળવણીને પામેલી શીરીતે ગણાય. ? ? તેનો વિચાર પોતેજ કરીલ્યો.

(જે પવિત્ર બેનોને વાંચતાં આવડતું હોય તેમને હાલમાં " ગુજરાતી " પ્રેસથી પ્રસિદ્ધ થયેલા **ચન્દ્રકાન્તના બે ભાગ છે** તે વાંચવા ભલામણ કરવામાં આવે છે. તથા જેઓની ધર્મ ઉપર વિશેષ પ્રિતિ અને સંતના ઉપર પરમ આસ્થા હોય તેમને **દાસબોધ**નું ગુજરાતી ભાષાંતર વાંચવાને ભલામણ છે. )

ઉંચ કેળવણી તોજ ગણાય કે ધર્મશાસ્ત્ર જાણે, પુરાણ પાઠ

ભણે, ભગવતગીતા, ગુરૂગીતા, શિવગીતા, ચંદીપાઠ આદી દેવ સાહિત્ય સેવાને માન્ય કરે. મણિરત્નમાળા આદી વિવેક વૈરાગ્યની વૃદ્ધિ થાય તેવાં પુસ્તકો વાંચે. જેમાં નિતીની કેળવણી હોય. જેમાં સ્વામીભક્તિ ગુરૂભક્તિ હોય તથા જેમાં સંસાર વ્યવહાર વિષય વ્યાપારની શાન્તિ થાય. જેમાં પવિત્રતા સચવાય અને દેહ ધર્મથી સત્કિર્તિની સાથે પાતિવ્રત્ય સચવાય, એવા ધર્મગ્રંથોનું શ્રવણ મનન કરે તેને ઉંચ કેળવણી કહેવામાં આવે છે. આવી ધાર્મિક ઉંચ કેળવણીથી રહીત, ઉંચ કેળવણી ગણાતી નથી. સ્ત્રીઓને પણ ઉંચ કેળવણી આપવાને આજ્ઞા છે. પણ **રાજયભાષા કે પરદેશીભાષા** રૂપી વ્યવહારની કેળવણી તે ઉંચ કેળવણી ગણાય નહિં. કે ઉદરનિમીત્ત જેવી કેળવણી તે ઉંચ કેળવણી ગણાતી નથી. પણ ઉંચ કેળવણીમાં તો **સનાતનધર્મ, નીતી, સદાચરણ, સદ્દગુણોનો** ભંડાર તથા **કર્મઉપાસના** ભકિતનો અને **જ્ઞાનનો** સમાવેશ થાય છે. એટલે સ્ત્રીઓને ઉંચ કેળવણી આપવાવાળા **સ્વદેશાભિમાની** હોંસીલા **સજ્જનોને** ઘટે છે કે તેમણે પોતાના **સનાતન ધર્મ**ના આધારે પોતાની બાળાઓને ધર્મ કેળવણી આપી ઉંચ નિતિમાન, સદાચરણી વૈરાગ્યવાન અને સદ્દગુણ સંપન્ન કરી **ઇશ્વરભક્તિમાં** આરૂઢતા થાય તેમ કરવું. અને વ્રત નિયમ, તપ, દાન, પુન્ય, તીર્થ ક્ષેત્રાદીમાં પ્રવર્ત રાખી સંતસમાગમથી જ્ઞાનવૃત્તિઓ તેમના આત્માનું કલ્યાણજ ઇચ્છવું. વિષયાકાર વૃત્તિમાં મૌઢ પાપબુદ્ધિ વાસના ઉત્પન્ન થાય તેવા બોધકના બોધો તેમના તરફ પ્રસર્ણ થવા દેવા નહિં. તેમ યુવાન અને પરધર્મિ પરપુરૂષોમાં તેમનો સહવાસ ધારવો નહિં. ધાર્મિક બોધદાતા વિદ્વાન આચાર્યો. બ્રાહ્મણો કે મહાત્માઓના સંગમાં પ્રવર્ત્ત થતાં દેહાધ્યાસ બુદ્ધિ તુટે, વાસના ક્ષય

થાય, વૈરાગ્યની પરીપાટી વધે. એવા વિચારોમાં તેમને યોજવા પ્રિતી ધારવી. એ **સ્વદેશ વત્સલ સ્વધર્માભિમાની સાક્ષરજનોની** ફરજ છે.

સ્વદેશાભિમાનીનું કે સ્વધર્માભિમાનીનું ડોળ રાખનાર અને **સનાતન ધર્મ**ની પરીપાઠી સાચવીએ છીએ એમ કહેનાર પુરૂષો ઘણા છે. પણ નીતિ અને સદાચરણ ધર્મ વૃદ્ધિના કાર્યમાં **ઉદારતા** દર્શાવનાર **ઉદાર પુરૂષો** ઘણા થોડા છે પુત્રોના લગ્ન પ્રસંગમાં કે મોટા મોટા **ખીતાબો** લેવાની હોંસમાં કે વ્યવહારના કોઇ પણ કાર્યમાં હજારો રૂપીઆ ઉપર પાણી ફેરવે છે. મિથ્યાની કિર્તિના મેઘાડંબર નીચે દબાયેલા શુષ્ક **ઉદારતા**વાન પુરૂષો જો ખરેખરી સત્યકિર્તિ મેળવવા ઇચ્છતા હોય. અને સ્વદેશનું હિત સાચવવા પ્રયત્ન કરતા હોય અને સ્વધર્મની વૃદ્ધિ જોવા ખંતીલા હોય તો બાળકોને અને બાળકીઓને ધર્મ બુદ્ધિના વધારા રૂપ ઊંચ કેળવણી આપવા અથવા આવા સદ્બોધને પ્રસરાવવા **ઉદારતા** ધારણ કરવી જોઇએ—

ભૂમિકા ખરાબ હોય, પાષાણ વાળી હોય. તૃણ કાષ્ટાદિકથી આચ્છાદિત હોય તો તેમાં અનાજ સારી રીતે પાકી શકતું નથી. તેમજ આ **સ્ત્રીઓ** છે. તે ધર્મ પુત્રોને ઉત્પન્ન કરનારી એક **ભૂમિકા** છે અને તે શુદ્ધ ન હોય તો પ્રજાપણ શુદ્ધ થનારી નથી. જેથી સ્વદેશની પડતીનાં અને અધર્મ પ્રવર્તીનાં કે **નાસ્તિકતા**નાં કારણો બન્યાં છે અને જ્યાં સુધી તેઓની સંભાળ ધર્મ બુદ્ધિએ નહિ લેવાય. ત્યાં સુધી એવી નિચ સ્વભાવ વાળી સ્ત્રીઓમાં **વર્ણશંકર** પ્રજાની ઉત્પત્તી થતાં, દેશની સ્થિતી સુધરવાની પણ નથી એ નિશ્ચય જાણજો—અને દેશ આથી પણ અધમ સ્થિતીને પામશે—ત્યારે દેશનું ભલુ ઇચ્છનાર

**ધનવાનો વિદ્યાવાનો અને મહાત્તાવાનોની શું ફરજ છે અને તે કેમ સંભાળાતી નથી ! !**

બાળકોની કેળવણીનો આધાર માતા પિતા ઉપર છે. અને માતાપીતાની ફરજ છે કે તેમણે જેવું પોતાનું કલ્યાણ ઈચ્છવું તેવીજ રીતે પોતાના બાળકોનું પણ કલ્યાણ ઈચ્છવું.

સ્વદેશની પડતીમાં સ્વદેશ ઉપર આવતી **આફતો**, રોગાદિકની પીડા, અનાવૃષ્ટિ–આદી દુઃખો–સ્વદેશમાંના ધનની હાની–દરીદ્રતા કંજુસતા તથા સ્વધર્મમાં નાસ્તિકતા કેમ ઉત્પન્ન થાય છે ? ? **ભાઈઓ અને બેનો !!!** જરા સુક્ષ્મ બુદ્ધિથી વિચાર કરો કે, એ સર્વે જીવાત્માઓનાં આપ કર્મજ છે જેવાં કર્મ બીજ રોપે છે તેવાં ઉગે છે. અધર્મ અનૃત અન્યાય અનિતી, પાપાચરણ, નિર્દયતા, અસાધુ સેવા, કુટિલતા, દંભ પાખંડ પ્રવર્તિને માન્યતા, લોભી અસંતોષીજનોની સુશ્રુતા, અને વ્યભિચારૂ બુદ્ધિમાં દેહગહત્તા, જેમ જેમ વૃદ્ધિ પામે. તેમ તેમ તેનાં ફળ તેજ કે, એવા રોગોથી પીડીત સ્થિતીએ અનેક પ્રકારના દુઃખદ કાળ અગ્નિમાં જીવાત્મા જંપલાય છે. માટે જાગૃત થઈને જુઓ કે, આ **ભુલ** કોની અને કેવી રીતે છે ? ?

એવા અનેક **સ્વધર્મ** નિરત બુદ્ધિના વિચારોથી આ ગાધ્યમીક સ્થિતીની પવિત્ર સ્ત્રીઓ સંસાર કરતાં નીતિ અને સ્વધર્મ વડે, પોતાના આત્માનું કલ્યાણ ઇચ્છેછે.

**સતિ** સ્ત્રીઓનાં ચરીત્ર **ભાગવત મહાભારત** આદિમાં ઘણાં લખેલાં છે અને શાસ્ત્રો વીગેરે બધાં બોધનોજ **ભંડાર** છે પછી આ લેખ **પિષ્ટપેષણજ** છે છતાં અજ્ઞાનતાના વિધ્વંસ રૂપ આ સુવિચાર ધાર્મીક સ્ત્રીઓને અમૃત તુલ્ય લાગે છે. વિષય બુદ્ધિનો પરિહાર કર-

વારૂપ આ ભારતવર્ષના ગુર્જર પ્રદેશમાં ઘણા એક [1]મહાત્મા થઈ ગયા. અને ઘણાએક થતા ચાલે છે અને તેઓ હમેશાં આવા પરમાર્થ ઉપકાર રૂપ. અને મનુષ્ય કર્ત્તવ્યની સાફલ્યતા રૂપ બોધવૃષ્ટિ વરસાવતા ચાલે છે. પણ તેમાં જેઓના સંસ્કાર ઉંચા અને ધાર્મિક પ્રવર્ત્તિ વાળા હોય છે તેવા સંસ્કારી જીવાત્માઓનેજ આ બોધ લાગે છે એટલે સર્વેજ આ બોધ વૃષ્ટિના યોગ્ય અધિકારી છે. એમ તો કહી શકાયજ નહીં. છતાં વૃષ્ટિમાંથી જે ખપતું પાણી ભરી લે છે. તે અન્ય દિવસોમાં સુખથી આપરી તૃષાની શાન્તિ ધારે છે.

પાતંવ્રત્ય ધર્મની અંતીમ ભૂમિકા તેજ સતિત્વને દર્શાવે છે. અને વિષય બુદ્ધની વ્યવહારિક સ્થિતા પાગરત્વને પમાડે છે. નિર્લજતા ખડી કરે છે. જન્મ મર્ણના ત્રાસને સમજાવે છે અને અયોગ્ય અધર્માચરણની પાપ વાસનાએ નીચ યોનીને પમાડે છે તો એવા પુનર્લગ્નાદી દુરાચારમાં માત્ર **વિષય વાસનાનો ભોગજ** છે કે અન્ય કાંઇ ?? પર પુરૂષોમાં રહેલો દુરાચાર યોગ. કોને સુખ કર્ત્તા હશે ??

સુવાસીનો નિંદીત પાગર સ્ત્રીઓની વિષય વાસના ભોગ બુદ્ધિને શતવાર ધિક્કાર છે. અને આવા દુઃખરૂપ-કલેશરૂપ, ભયરૂપ, મિથ્યા પ્રપંચરૂપ, રાગદ્વેશરૂપ, સ્વમવત્, મિથ્યાભોગના સંસારની મોહ દ્રષ્ટિને કોણ અંધ બુદ્ધની સ્ત્રી સાચોમાની વ્યવહારમાં આરૂઢ રહેશે ?? જ્યારે સુવાસીનીને પણ આવા નિચ સ્વભાવે તિરસ્કાર પ્રાપ્ત થાય છે. ત્યારે

---

૧. વડોદરાવાળા શ્રી નૃસિંહાચાર્ય સદ્દપુરૂષ તરફથી "ભાગિનીભૂષણ" આદી સ્ત્રી સદબોધને માટે કેટલાએક લેખો પ્રસિદ્ધ થયા છે. તે પણ સ્ત્રીઓને વાંચવા યોગ્ય છે: કેમકે તેમાં સતિ ચરીત્ર આવે છે. અને તેથી પાગરત્વનો વિલય થવાનો સંભવ છે.

વિધવાસ્ત્રીઓ એવા વિષ્ટા મુત્રના ચુંથારામાં રાચે તો તેમના **નિર્લજ** અને **નાસ્તિકતા** ભરેલા કાળામુખ સામું વિવેકી પુરૂષોતો કદાપી પણ જોતા નથી. બળી ગએલા સંસાર રૂપીવનમાં શીતળછાયાનો આનંદ લેનાર હતભાગી જેવી જડતા અને અજ્ઞાન વૃત્તિ કોની ?? પછી ભલે તે ડાહી ડાહી વાતો કરે કે ધનવાન હોય કે ભલે **વિદ્યાવાન** હોય, પણ આવી પાપીણી વીધવા સ્ત્રી અને તેના મોહમાં ફસાયેલા બગલાઓ ધનની ઇચ્છાએ કે વિષય તૃષ્ણાની ઇચ્છાએ, હાથે કરીને દેખતા ચક્ષુમાં થુવેરનું દુધ આંજી આંધળા થાય. તો પછી તેઓના અંધાપાને મટાડવાની કોને ગરજ છે ??

ગર્ભહત્યા કરે-પાપને છુપાવવાનો પ્રયત્ન કરે-વળી પવિત્ર કે વિદ્વાન કહેવરાવવા હોંસ રાખે-પણ આવી દુરાચારી સ્ત્રીઓ જ્યારે આ ભૂમિકામાં ઊત્પન્ન થઈ કુલને અને **સનાતન** ધર્મને લાંછન લગાડી બેઠી. તે દીવસથી આ **ગુર્જર** ભૂમિકાને માથે દુઃખનો છેડો રહ્યો નથી. વ્યભિચારી અને વિષય લાલસાના કાગડા સમાન માંસ ચુંથનારા અને શ્વાનસમાન પછવાડે રખડનારા, અને દુર્દૈવ સત્તાના અભિમાની પરધર્મિ રાજસી તામસી વૃત્તિના દેહ વિલાસી જનોએ સ્ત્રીની સ્વતંત્રતા ખડીકરી અને આવાં આવાં ક્ષુદ્ર કારણ બતાવી દ્વિજાતિ પ્રજામાં પુનર્લગ્નરૂપ **નાતરાં** કરવાનો રીવાજ કાઢયો. નહિતો દ્વિજાતિ પ્રજામાં આવો અનાચાર થવાનો સંભવ નહોતો.

**ધર્મથી** ભ્રષ્ટ થયા શિવાય આપણે **નિર્માલ્ય** થવાના નહોતા અને **પરતંત્રતા** વેઠનાર નહોતા-તે **વેદસનાતન ધર્મ**ની મર્યાદા તોડવાં આપણે લોકોજ હાથે કરીને આગળ પડયા-હાથે કરીને ધરગતાવી ધરની લાજ ખોઇ. અને સનાતન મર્યાદા તોડી હવે દુઃખ-પરતંત્રતા

ભવક્લેશ: કેમજ છુટશે ?? પુનર્લગ્નાદીક કરાવવા પ્રવર્તિ ઇચ્છી. પણ બાળકીઓને બાળપણથીજ ધર્મ શિક્ષણ અને સુદાચાર, નીતી, સત્યવાણી અક્રોધ જીતેન્દ્રિયત્વ અને સતીવર્તન ઇશ્વરસેવા ગુરૂભક્તિ અને પરમવૈરાગ્ય સાધનો સમજાવવા પ્રયત્ન આદર્યો હત, તથા સ્વજાતિનું અભિમાન, સ્વદેશનુ અભિમાન, અને સ્વધર્માભિમાન સાચવ્યું હત તો અત્યારની સ્થીતી આ આર્યભૂમીકાના બાળકોની અને બાળકીઓની થાત નહિં-મર્યાદા તો બીલકુલ ડુબીજ, હવે આશામાં નિરાશાજ હરહર !!! શિવશિવ !!!

આવી દેશની પડતીની સ્થીતીના વિચારથી સ્ત્રીઓના પાતિવ્રત્ય ધર્મમાં વિશેષ વૃદ્ધિ થાય. એના પ્રત્યનની **શુભેચ્છાવાન** તે મધ્યમ **અધિકારી સ્ત્રી** છે-અને તે હમેશાં દેશોન્નતિ ધર્મોન્નતિ જાળવે છે.

લખવા બેસીએ તો આજકાલની બગડી ગએલી પ્રજાની સ્થીતીનો લેખ થાય-પણ આપણે તો ધર્મજ્ઞાન ભક્તિની વૃદ્ધિનુંજ કામ છે. જેથી તેઓ કયે માર્ગે સુધરીને ધર્મબુદ્ધિના સત્ય વિચાર ઉપર આવે એમજ કરતું આપણને યોગ્ય છે.

**સુધારો-સુધારો**-એવી-સન્નેપાત દશામાંની સ્વપ્નની બુમો સુધારકભાઇઓ ગજવે છે તો ઠીક-પણ સુધારો તે શાનો ?? **સુધારો** તે શરીરના બાહ્ય વ્યવહારનો કે ??એટલે આર્યદ્વિજાતિ બાલાઓને **સપાટ** ઉપર ચઢાવી કેવલ પાતિવ્રત્ય ધર્મથી **સપાટ** કરવાનો કે શું ?? તેમ પોલકાને પરીધાન કરાવી સદાચરણ નીતી માર્ગમાં પરીહાર પમાડવાને કે શું ?? અન્ય પુરુષોથી "ગુડમોર્નીંગસર" કરાવી. **પાતિવ્રત્ય** (શિયળ) ખંડન કરાવવાને કે શુ ?? શાસ્ત્ર સ્મૃતિપુરાણ અને અનુભવિ મહાત્માઓના બોધના પુસ્તકોનો ત્યાગ કરાવી **સનાતન** નીતી

ધર્મથી ત્યાગી કરાવવાને કે શું ?? સુગંધીદાર પુષ્પનાહારમાં વશિકરણ રૂપ પુનર્લગ્નની શુળીએ ચઢાવી વિષય વ્યાપારની ઘાણીમાં ઘસેડી આત્મમાર્ગનું ઉચ્છેદન કરી જન્મ મર્ણના ભવપાશમાં સડાવવાને કે શું ?? શું આ સુધારો કે કુધારો !!! વિધવાઓ ગર્ભ હત્યાદીક કરતી હોય તો સનાતનધર્મ માર્ગની મર્યાદાએ બાળપણથી દોરો—એટલે સમજાય કે સત્ય શું છે ?? સુધારો તે ધર્મ નીતી સદાચરણ અને પવીત્ર સદ્ગુણોની બાબતમાં સુધારો કરવાનો છે—અને તે કરવાને કેમ આગળ વધતા નથી ?? શાને સંતાયા સંતાયા ધર્મથી કે બોધકજનોથી ડરે છો!! આવા સ્વધર્મ વૃદ્ધિના કાર્યને ઉદારતાથી આશ્રય આપો કે એના સરળ ઉપાયો સ્વદેશમાં ચાલુ કરવામાં આવે. અને દ્વિજાતિ વર્ગના સર્વ આગેવાનોને આશ્રય રૂપ થાઓ કે યથાર્થ ધર્મ જ્ઞાનશિક્ષાના બંદોબસ્તથી ધર્મની વૃદ્ધિ જ્ઞાતી જ્ઞાતીમાં પ્રકાશમાન થાય —એમ કરશો તો તમારી સુધારાની બરાબર રહેણી કહેણી સમાન થશે. અને સ્વર્ગાદીકલોક પર્યંત તમારી સુકિર્તિનો વાવટો પણ ઉડશે—દ્વિજાતિ બંધુઓથી નીચીજાતિના લોકોની રહેણી કહેણી દ્વિજાતિ એમાં ઘાલવીછે. અને અન્ય દેશ કે જ્યાં સ્ત્રીઓના દેહધર્મોજ ચાલેછે—અર્થાત્ જ્યાં વેદસનાતનધર્મ મર્યાદા પળાતી નથી. તે દેશની સ્ત્રીઓની પેઠે આર્ય બાળાઓને કલંક રૂપ નફટ નિર્લજ મર્યાદા શીખવી સ્વતંત્રતા આપવા ધારો છો. પણ તે યથાર્થ નથી તે પામર સ્ત્રીઓ તો સમજે કે સ્વતંત્રતા સુખકર્તા છે પણ બુદ્ધિની અયોગ્યતાએ આર્ય સુભાષિત સ્ત્રીઓ સમજતી નથી કે આવી પોતાની ધર્મબુદ્ધિને—આબરૂને—કુલને—અને અને પોતાની સાફલ્યતાને કાળો ડાઘ લગાડનાર આ સ્ત્રીઓને મળતી સ્વતંત્રતા સ્ત્રીઓને શોભે તેમ નથી. કેમકે ભૂમિકા બગડશે—અને

પતિની આજ્ઞાતોડી સ્વતંત્ર વરતશે તો વર્ણસંકર પ્રજાની ઉત્પત્તિમાં હીંદનો (વિનાશ) પરાજય સ્હેજમાં થશે !! ત્યારે અધમવિચારની સ્ત્રીઓને આ સ્વતંત્રતા જે સુખરૂપ લાગતી હતી તેં ધાર્મિક બુદ્ધિની સુક્ષ્મવિચારવાન સ્ત્રીઓને ફેરી નિચમાં નિચ લાગશે તેનો વિચાર તેવી પવીત્ર સ્ત્રીઓજ કરી શકનાર છે !!! સુધારો તો કરવો પણ આવો શરીર વ્યવહારને બગલા જેવો બતાવવાને નહિં પણ અંતર ઇંદ્રિઓ અને મનબુદ્ધિના વિચારો અને ધર્મનીતિનો સુધારો કરવાનો હતો. અને તે તો ક્યાંય સંતાયો કે પત્તો પણ લાગતો નથી.

ઘણી ખુશી ઉપજે છે કે, હવે કંઇ કંઇ આર્ય બાળાઓ પોતાના વેદ સનાતન સ્વધર્મની મર્યાદા રૂપી કલ્પવૃક્ષને ઉછેરવા લાગી છે તેને નીતીનાં અમૃતજળ પાય છે. સત્યરૂપી ખાતર સીંચે છે શિયળ (પાતી વૃત્ય) રૂપી સંરક્ષણ ઇચ્છે છે. અને વેદ શાસ્ત્ર પુરાણ આદિ માહાત્માઓનાં બોધક સ્તવનોમાં ઇશ્વરસેવા ગુરૂસેવા સંતસેવા રૂપી ફળની ઇચ્છા પણ રાખે છે—વાહ ધન્ય છે !! એવી પવીત્ર બેનોને !!! કે પોતાની, પોતાના કુટુંબની, પોતાના માતપિતાની, અને અંતે સ્વદેશની તથા સ્વધર્મની સ્વયંજ્યોતિ મર્યાદા પ્રસરાવે. અમે એટલુંજ જોવા ઇચ્છીએ છીએ.

ધર્મનું સહજ બળ પ્રામ થાય નહિ. નીતિનો માર્ગ હાથ લાગે નહીં સદાચરણની સીડી જડે નહિ. સત્યની ગતી થાય નહી. પરોપકાર ઉદારતા ખીલે નહિ. વિવેક સુગંધી પ્રસરે નહિ. વૈરાગ્ય ઔષધી સેવાય નહિ. મનોનિગ્રહ ઇંદ્રીયનિગ્રહ સજ્જનતા સચવાય નહિ. ત્યાં સુધી આ પરમપ્રેમ ભક્તિનો વિયોગ આ આર્ય બાળાઓને રહેવાનો છે એમ નિશ્ચય જાણજો—

બાહ્યડોળની દેહ વિલાસી ભક્તિના ભડાકામાં કાયર **પતિઓ** ભડકયા—બ્રહ્મચર્યહિન વિષયના વિલાસી નિર્બળ અને પાખંડી **ભક્તો** મુર્છાગત થયા—ધર્મહિન મૂઢમતિવાન **આશ્રયદાતા**—કૃપિણતાની ચમકમાં ચગકયા—તાળીઓના તડાકામાં બેડોળ અંધ પશુવત્ **પુરૂષો** ગુણીકાવત્ નાચવા લાગ્યા—અને વૈખરી ઘોષમાં **નિતિબાઇ** વિખરાયાં, **લુંટાયાં**—**શુદ્ધસાન** વિનાનાં થયાં—**સદાચરણ**બાઇ સનાતન ધર્મ ઘર મુકીને નાઠા—સંતાયા—છુપાયા—**દ્વેષના** ડુંગરા તુટી પડયા—વિષયવાસનાના હિમગર્ભ **ભક્તિ જ્ઞાન વૈરાગ્ય** સાહિત્યો દટાયાં—નદીનાતટ ઉપર ઉભા ઉભા તમાસા જોતા નિષ્કામી ગ્રહસ્થોને તો હાસ્યનો કંઇ પારજ નહિ. પરમાત્મા ઘટઘટ વ્યાપી સાંભળતો નહોતો કે સાંભળતો નથી?? તે બુમાબુમ ને બરાડે બરાડ!!!શ્રવણ મનન અને નિદીધ્યાસન કયાં ગુમ થયાં !!!તેનો પતો પણ લાગતો નથી. **ધારણા** દેવીએ લક્ષ કિલ્લો તોડયો હવે **પોલ** બાઇ **પોલ** !!! પોલા દેખ કે પેઠ જાઓ.

આહો ગુર્જરીદેવી !!! હાર પામીશ કે શું ? ? **સનાતનધર્મ** મર્યાદાનું ઉલ્લઘન કરી મોહ નિદ્રા ધુતારાંને આધીન થઇ પડી. તારી **લક્ષ્મી** સખી રિસાઇ પુઠ ફેરવી કંજુસના બારણે બંધાઇ—તારી **સત્તા** ભગનીએ વિદેશીના ઘરમાં નિવાસ કીધો—તારી **ઉદારતા** સખીએ ધર્મને ગાથે ડાટ વાળી મિથ્યા આડંબર કીર્તિના કાંગરે ચિતા ખડકી—તારી **ધૈર્યના** સખી હથિઆર છોડી કપટી શત્રુને શર્ણે પડી—તારી **પવિત્રતાએ** કંદર્પની મીત્રતામાં નિર્લજતા ગ્રહણ કરી દુશમનોને દરવાજા ઉઘાડી આપ્યા—તારી **ભક્તિ—પ્રાધાન્યતાએ** વિલાયતી ચકચકતા કાગળનાં હથિઆર બાંધી ચતુરને ચગકાવી, બુમાબુમ કરાવી. પણ **ધાડ** પાછી વાળી નહિં. તારી **સુધારકવૃત્તિના** બાળ પંપાળ ખેલમાં દેહીજનોની

આંખે તિમીર ભરાયાં. રસ્તા ઉઘાડા પડ્યા, શેરીઓ ખલાસ થવા લાગી. ભાગોળો ભાગી. ચૌટે અને ચોરે હાયહાય !!! અને ત્રાસ ત્રાસના ભેરી વાગ્યા !!! આખરે શત્રુઓની જીતજણાઇ, હવે નિરાશ કે કેમ ??

ગમેતેમ થયું અને ગમેતેમ થાઓ. પણ બુંદથી બગડી તે હોજ થી સુધરે નહિં. એમ થયું તો હવે ઇશ્વરેચ્છા.

વૈરભાવે નહિં, દેહદ્રષ્ટિએ નહિં, લોભવૃત્તિએ નહિં, પાપવાસનાએ નહિં, આદી કોઇપણ ઇચ્છાએ નહિં. પણ અંતરદહગ્ધ થતાં પવિત્ર ગુર્જર માતેશ્વરીની આ દશા !!! આ જોઇ દગ્ધ થતાં બાળકો રૂદન કરતાં. અશ્રુપાત થતી સ્થાતીએ હવે પાણી ગયા પછી પાળ બાંધવા માંડે છે કે હવેનું જતું પાણી જો કંઇ અટકે તો ?? અને નવી વાડીનાં નવીન ઝાડમાં કાંઇ લીલાશ વ્યાપેનો.

ખણડદાર મનસુબારે, ખાંડાની ધારે ચઢવું છે;
હિંમત હથિયાર બાંધીરે, સત્યની લડાઇએ લઢવું છે.

એમ સમજી ઘરનો અગ્નિ ઓલવવાને માટે આ બોધરૂપી પર્જન્ય વરસે, અને બળતી, જળતી, દગ્ધ થતી, આ ગુર્જરભુમિકાની બાળાઓ કાંઇક અંશે શાન્તિ પામે તો.

उद्यमं खलु कर्तव्यो निर्धनेन विशेषतः ॥

॥ कलियुगनां चिन्ह ॥

निर्विर्या पृथिवी निरौषधिरसा निचामहत्वंगता,
भूपाला निजधर्म कर्म रहिता विप्राःकुमार्गेरता:
भार्या भर्तृ विरोधिनी पररता पुत्रं पिता द्वेशिणो,
हाकष्टं खलु वर्त्तते कलियुगे धन्या मृतायेनरा: ॥

કલિયુગ પ્રસરશે ત્યારે આ પૃથ્વી નિર્વીર્યવાન થશે. ઓષધીર સહીન થશે. અને નિચજનો મહતપણાને પામશે. નૃપતિઓ પોતાના ક્ષાત્ર ધર્મ કર્મથી રહિત થશે. બ્રાહ્મણો પોતાના સનાતન ધર્મથી વિરૂદ્ધ નાસ્તિક બુદ્ધિના કુમાર્ગને વિશે પ્રીતિવાળા થશે. સ્ત્રીઓ સ્વામિ ભક્તિ પવિત્રતાનો ત્યાગ કરી પાતિવ્રત્યને લાંછનરૂપ પરપુરૂષને વિશે પ્રીતિવાન થશે. પુત્ર અને પીતાને સદાદ્વેશ રહેશે. એવા કલિયુગમાં અતિકષ્ટ ભોગવી જીવવું તેના કરતાં મરવું વધારે સારૂં છે.—

કરી તો જોવું પછી પછાડે પડેલા કળી " થા પુરૂષાર્થ જીવ લઇને નાઠું છે—છતાં મિથ્યાની "મમતા" પણ જો કોઇને જગાડે તો—!!! નહિંતો પ્રારબ્ધ ખુણે પેસીને તો રોશે !!! હશે—જેમ થાય તેમ ખરૂં.—

હવે દ્વિજાતિ કુલની અધિકારી બેનો !!! જાગો—તમારો સનાતન પાતિવૃત્ય ધર્મ તમો સાચવતાં ચાલોછો. સ્વામિનો ઇશ્વર સ્વરૂપ માનો છો. નીતીને ધારણ કરો છો. સદાચરણને સેવો છો. સત્યની મર્યાદા સાચવો છો. મનોનિગ્રહ ગ્રહમાં વસો છો. ઇન્દ્રિયનિગ્રહ દ્વારે સુખશાન્તિ સંભાળો છો. કર્મના ડંડાથી કામક્રોધાદિ કુતરાંને હઠાવોછો. ઉપાસના ભક્તિના પ્રભાવથી અવિદ્યા અંધારાને ત્યાગો છો. શીલ બ્રહ્મચર્ય (પાતીવૃત્ય) થી નિર્ભય વસો છો. બ્રહ્મનિષ્ઠ સદ્પુરૂષોના સમાગમથી અવિચાર શત્રુના દલને જીતી આગર રહો.!!! હવે તમારે વધારે જાગૃતી માત્ર સંતના બોધનીજ છે. એટલે તમારે વાસ્તે વધારે શુ ?? જાગૃત રહેજો !! અભેદ ઘરમાં નિવાસ કરજો.!! અખંડ આત્મતા સંભાળજો—અનિર્વાચ્ય પદમાં વસજો—અને સદ્ગુરૂ પરમાત્માને એક અજર અમર અદ્વિતીય જાણી પરમ ઉદારતાનું સેવન કરજો—

ધર્મના ધ્વજાનીચે રાત્રીવાસો કરજો.–અને અંતરંગ ભક્તિમાં આત્મા પરમાત્માના જ્ઞાનને જાણી પ્રેમપ્રવાસી થજો.

અધિકારી બેનો !!! ઉંચ ધાર્મિક કેલવણીનો ઉપક્રમ અને ઉપસંહાર માન્ય કરી આ પરમ પ્રેમબોધ શિક્ષાને હૃદયમાં સ્થીત કરી બ્રહ્માનંદને અનુભવજો–એટલે આનંદ આનંદ-સ્વાનંદ.

અધિકારી બેનો !!! પણ સંભાળજો, ઘરમાં દવ લાગ્યો છે. એક પિતા કહે છે અને બીજો પતિ કહે છે વળી ત્રીજો મામા અને ચોથો કાકા કહે છે. પણ પુરૂષતો તેનો તેજ છે છતાં કેવી ભુલ થાય છે કે એકજ પરબ્રહ્મ પરમાત્માને વ્યાપક જાણ્યા શિવાય આ દવ ઓલાવાનો નથી. પણ બેનો !!! તમે જો અધિકારી સ્વભાવ વાળાં હો તો તમારા પરમાત્માને તમારા અંતર હૃદયમાં ગુપ્ત ચૈતન્ય સ્વરૂપે જાણો કે જેને તમે અજ્ઞાન ભાવથીજ જીવ વા દાસ કહો છો, પણ આ અજ્ઞાન કાઢવાનો સમય છતાં જો રહિજશે તો પુનઃજન્મ મર્ણનો ભય થશે, માટે જાગૃત થજો. !!!

અધિકારી બેનો !!! વૃષ્ટિકાળ આવી પોહોચ્યો આળસુ અને મહાંધત્વે સુતેલા પુરૂષોને આ વૃષ્ટિકાળ આગળથી સુચવે છે કે જે પકવવાની ઈચ્છા હોય તે પકવો, પણ જોજો તપાસજો–કોદરાનું–વાવેતર કરવા કરતાં ઘઊં આદિ ઉત્તમ અનાજનું વાવેતર થવાદ્યો.

આ બોધ વૃષ્ટિપરજન્ય એવો છે કે, વસ્ત્ર પલાળશે, ઠંડ પાડશે, થથરાવશે, અને બીંદુઓનો ઉપરાઉપરી માર મારશે. છતાં પણ પાછાં હઠશો નહિં–નિર્બળ પુરૂષો વિશેષ અને ગાજવીજ સાથેની વૃષ્ટિથી વખતે વરસાદને ગાળો પણ દેવા લાગશે. છતાં યાદરાખજો કે તૃષાકાળમાં આ વૃષ્ટિનાં જળ અમૃત તુલ્યજ છે. સ્વાર્થીને દુઃખરૂપ દેખાતાં

જળ હજારો મણ અનાજ ઉત્પન્ન કરવા **સામર્થ્યવાન** છે. તે વાત ભુલી જવાની નથી. માટે **અધિકારી બેનો !!!** આવ્યા અવસરે, ટાંકાં ભરી લેવા પાછીપાની માં કરો. અને કુવેથી ખીંચી પીવાના પરીશ્રમ કરતાં આ અનાયાસે અને અનૂ ઇચ્છાએ વરસતો વરસાદ શું ફળદાતા છે તે તપાસો. ઇશ્વર કૃપાએ વખતસરજ આવી પોહોચ્યો છે એેજ પ્રેમથીજ અંગીકાર કરો. !!!

**અધિકારી બેનો, !!** હવેતો **હેલી** થાય. પણ તમારે પાછા હઠવાનું નથી, અને **સુવિચાર સાગર**ની ગરબી ગગત લેહેરીમાં **રમત** કરો. જુઓ આ **બોધ** વૃષ્ટિનો દેખાવ.

**રાગ ગરબી.**

આદિ સ્મરણ શ્રી ગણપતિ દેવા, પ્રેમે લાગો પાયજી;
સદ્ગુરૂ બુદ્ધિ પતિ, સાક્ષી, વિભુ, શુક શનકાદિક ગાય.
સજ્જન બેનોજી. ટેક.
પ્રભુ કૃપાએ ચોરાસી[1] ટળીઆ, મળતાં માનવ દેહજી;
દુર્લભ વેદાધિકારી દ્વિજાતિ, ભવસાગર જન જેહ. સજ્જન. ૧
જન્મ જન્મનાં સુકૃત જાણો, ઉત્તમ વૈભવ ભોગજી;
શાને માટે આ જન્મ કૃતારથ, આરંભો બુદ્ધિ સંયોગ. સજ્જન. ૨
અવિદ્યા અંધારે જીવ ફસાયા, જ્ઞાન ગમે[2] છે મુક્તિજી;
વેદ શાસ્ત્ર સ્મૃતિ પુરાણાભાષા, તત્વાનુભવની યુક્તિ. સજ્જન. ૩
ચાર[3] ખાણમાં ચોરાસી લક્ષનો, સ્હેજ વિચાર ગણાતાંજી;

૧ ચોરાસી લાખ યોનીના અવતાર. ૨. **ऋतेज्ञानान्नमुक्तिः** જ્ઞાન જાણ્યાશિવાય મુક્તિ નથી. ૩. શ્વેદજ, અંડજ, ઉદ્ભીજ અને જરાયુ.

જ્ઞાન દિપક કર ચડે મનુષ્યને, સંતસમાગમ થાતાં. સજ્જન. ૪

મુક્તિની પ્રાપ્તીના પુરૂષાર્થે, પ્રભુ કૃપાને ધારીજી;
અનેક જન્મનાં તપવૃત શીઅળ, દાન દયાને વિસ્તારી. સજ્જન. ૫
યોગ્યજ ગળીયો બ્રાહ્મણ ક્ષત્રીને વૈસ્ય તણો અવતારજી;
નરનારીને ભક્તિજ્ઞાનનો, જીવ ગણે અધિકાર. સજ્જન. ૬
વેદાધિકારે અતિ વખણાતાં, ધારો જ્ઞાનનો ભાવજી;
સદ્ગુરૂ[1] સંત શરણુમાં સેવો, લ્યો બોધામૃત લ્હાવ. સજ્જન. ૭
ગુરૂ ઇશ્વર એક અભેદરૂપે, પ્રભુ કરૂણામાં પમાયજી;
સાનમાં સમજે જન કોઇ શાણા, પોતામાં પોતે પરખાય. સજ્જન. ૮
જ્ઞાન માર્ગની રીતી જણાવે, ગુરૂ કરૂણાના કોપજી;
અવિદ્યા તમમાં સ્વયં પ્રકાસે, ટાળે [2]મર્ણને શોપ. સજ્જન. ૯
ડુબતા જન કર ચઢયું નાવડું, અંધાને નેત્ર જેમ જાણોજી;

૧. વેદ મર્યાદા એવી છે કે સદગુરૂ બ્રહ્મનિષ્ઠ અને બ્રહ્મ શ્રોત્રિય સ્વભાવવાળા, બ્રહ્મવેત્તા સંત છે કે જેઓ અમૃત આત્માના જ્ઞાનનેજ જાણે છે. ૨. જે પરમાત્મા સર્વ વ્યાપક છે તે પરમાત્માને તેવા સદ્ગુરૂ મહારાજ પોતાના આત્મા સ્વરૂપે ઓળખાવે છે. એટલે હું દેહ નથી પણ હું આત્માછું એવો વારંવાર અને અનેક યુક્તિએ દ્રઢ નિશ્ચય થતાં દેહાદીકનું ભાન છુટે છે અને જન્મ મર્ણનો તાપ બુજાય છે.

જીવાત્માને એમ સદ્ગુરૂ સેવા, બુદ્ધિ[1] પ્રેરકને પ્રમાણો. સજ્જન. ૧૦
પુણ્યોદયમાં દર્શન થાતાં, બોધનો માર્ગ જણાવીજી;
કીટભ્રમરવત્ તદ્રૂપ[2] જીવશિવ, મુક્તાનુભવ પ્રસરાવી. સજ્જન. ૧૧
ધન ધન સદ્ગુરૂ સંત સમાગમ, ધન ધન દ્વિજાતિ દેહજી;
ધન ધન મુમુક્ષુ થાય કૃતારથ, શર્ણું પડયા જન જેહ. સજ્જન. ૧૨
ગુરૂનો બોધ અમૃતના કુંભો, કલ્પ વૃક્ષની છાયજી;
ત્રિવિધ[3] તપ્ત અધિકારી આત્મા, ઇચ્છે ફરી ફરી ન્હાય. સજ્જન. ૧૩
નિઃશંક સેવામાં મુક્તિ પ્રસાદી, ભક્તિ દયા ને દિનતાજી;
સદ્બોધ સાગરે સ્નાનવિચારે,(તે) સ્વાનંદ અનુભવ લેતા. સજ્જન. ૧૪
શર્ણું પડયા જે ભક્ત સજ્જન જીવ, અધિકારી મુમુક્ષુ ગણાયેજી;
જીજ્ઞાસુ શિષ્ય નામે સેવા સજતાં, મુક્તાનુભવ સમજાયે. સજ્જન. ૧૫
મનુષ્ય ધર્મમાં કર્મશક્તિને, (સદ્) ગુણ શુભાચાર ધરતાંજી;
તપ વ્રત દાન યમાદિ[4] શમાદિ[5], સાધન પુરણ કરતાં. સજ્જન. ૧૬

૧. ગાયત્રી મંત્રના અર્થમાં તે પરમાત્માને બુદ્ધિના પ્રેરક સ્વરૂપે વેદ સમજાવે છે. ૨. कीटभ्रमरन्याये આ જીવાત્મા પરમાત્મા સ્વસ્વરૂપને પામે છે. ૩. આધીવ્યાધિ અને ઉપાધિ. ૪. યમાદિ અષ્ટાંગ યોગ. ( યમ, નિયમ, આસન, પ્રાણાયામ પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધી. ) ૫. શમાદી ષટ્સંપતિ, ( શમ, દમ, ઉપરતિ તિતિક્ષા. શ્રદ્ધા, સમાધાન ) વિશેષ ખુલાસો સ્વાનંદ બ્રહ્મવિલાસ કાવ્યમાળાના ઉત્તરાર્ધમાં જુઓ.

ઉદ્ધાર જાણે તે સદ્‌ગુરૂ સેવે, અમૃત આપ્યો લાવજી;
સદ્‌ગુરૂ કૃપામાં બોધ જણાયે, તે જાણીલેજો લ્હાવ. સજ્જન. ૧૭

પ્રભાતમાં ઉઠી સૌથી પહેલાં, સ્મરિયે ગણેશગુરૂં નામજી;
વડીલને[1] વંદન કરી પ્રેમે, આરંભો દેહ શુદ્ધિ કામ. સજ્જન. ૧૮

સ્નાન સંધ્યાને દેવ પુજાનો, આદરો અવિચલ યોગજી;
શક્તિ,[2] સુર, હરી હર, ગણેશગાં ધારો અભેદ યોગ. સજ્જન. ૧૯

અંગ[3] અંગીભાવ ભિન્ન ન જાણો, કાર્ય કારણ એક ધારજી;
अ, उ, म, नाद, बिंदुમાં જણાતાં, બિંદુઆદી ૐકાર. સજ્જન. ૨૦

[4]વિશ્વ વિરાટ તૈજસ ને પ્રાજ્ઞમાં, ઇશ્વર તે સ્વાનંદજી;
અનુક્રમે જીવ શિવપદ પામે, અંતે મુક્ત બ્રહ્માનંદ. સજ્જન. ૨૧

૧. સ્વામિ, સાસુ, સસરા, જેઠ આદી વડીલ પુંરૂષો. ૨. આ પાંચ પદરૂપે પાંચ બ્રહ્મ સ્વરૂપગાં અભેદ સ્વરૂપ પરગાત્માજ છે. એમ શાસ્ત્રસિદ્ધાંત છે. વેદસનાતન ધર્મની કુલ ગર્યાદા પૂર્વક આમાંથી કોઇ પણ નામના આગ્રહની ભક્તિ કરવી નહિં. આધુનીક જે પંથમતાદીક ચાલે છે તે સનાતન ધર્મના અંશ માત્ર છે. માટે આપણે તો સમાન ધર્મ માનવો. ૩. અંગ એટલે ભાગ અને અંગી એટલે જે એકમાંથી જુદા જુદા ભાગ ગણાય તે એટલે अ, उ, म नाद તે અંગ છે અને बिंदु અંગી છે એમ શાસ્ત્ર વર્ણવે છે. ૪. ત્રણ પ્રકારના જીવ–વિશ્વ–તૈજસ અને પ્રાજ્ઞ–અને ચોથો (તુર્ય) ઇશ્વર અને જીવ શિવ (ઇશ્વર) ના ત્યાગે અંતે મુક્ત—

રમે પાત્ર પોતાના સ્વરૂપથી, અભેદ જાણી ભોગજી;
[1]શિર કુંભ જળ સખીથી હાસ્યે, દ્રષ્ટિ અખંડ ઘટ યોગ. સજ્જન. ૨૨
[2]શબ્દ બ્રહ્મ પરબ્રહ્મ સંગાથી, સગુણ નિર્ગુણ એકજી;
મૂર્તિ અમૂર્તિમાં પોતે પ્રકાશ્યા, આરાધો ઇષ્ટ વિવેક. સજ્જન. ૨૩
હરતાં ફરતાં હરિગુણ ગાઇએ, બેઠે ઉઠે ગુરૂ નામજી;
સ્તોત્ર પાઠ પુજા નિત્ય સેવી, રમો સ્વરૂપે આઠે યામ. સજ્જન. ૨૪
શિયળ સાચવી દ્રઢ નિશ્ચયને, તજો ન ભ્રાન્તિ ભાવેજી;
સત્ય ઉચરવા સ્હેજ સરળતા, નિતિ ને ધર્મ નિભાવે. સજ્જન. ૨૫
પુર્ણ પાતિવ્રત્ય પવીત્રતાને, સેવો શિરના સાટેજી;
ઊદારતા અવની પ્રસરાવો, અક્રોધ સેવો શાન્તિ માટે. સજ્જન. ૨૬
મિથ્યા દેહનો અહંકાર ત્યાગી, મમતાનો ત્યાગો મોહ માલોજી;
ધનમદ, યૌવનગર્વ તજીને, પ્રેમના પંથે સુખે મ્હાલો. સજ્જન. ૨૭
દયા ધરી નિર્દયતા હઠાવો, ક્ષમાથી શત્રુતા ટાળોજી;
ધીરજથી સુખ દુઃખ ઉજાડો, સદ્‌ગુરૂ સન્મુખ ન્યાળો. સજ્જન. ૨૮
દુરાચારથી દૂરજ વસતાં, સદાચારને સેવીજી;
દુર્વાસનાને ગુરૂગમે ટાળી, સ્વાનંદ પ્રાપ્તિ લેવી. સજ્જન ૨૯

---

૧. પાણી ભરી લાવનાર સ્ત્રી માથા ઉપરના બેડાને છુટું મુકી સખીથી હાસ્ય કરતી જોતી તપાસતી હસતિ ચાલે છે. પણ દ્રષ્ટિ બેડામાં છે એમ ૨. સ્વાનંદ બ્રહ્મવિલાસ કાવ્યમાળા પૂર્વાર્ધ જુઓ.

ઉત્તમ દેહનાં ઉત્તમ કર્મો, ધર્મ નિતિ જ્ઞાન પામેજી;
ગુરૂગુરૂ જાણતાં ગુરૂરૂપ થાશો, જન્મ માર્યું ભય વામે. સજ્જન. ૩૦
અતિ પ્રજા મંદ બુદ્ધિ દરિદ્રી, મોહિક અંધ પ્રપંચીજી;
[1]એક પુત્ર કુલદિપક હોય નો, ઊદ્ધાર જાણો સેવાસંચી. સજ્જન. ૩૧
[2]પુત્ર પ્રજાથી, ધનથી, તનથી, નથી કર્મના યોગેજી;
ન ત્યાગે અમૃત પદ પામે, અભેદ જ્ઞાન એક જોગ. સજ્જન. ૩૨
પ્રાપ્તિ અપ્રાપ્તિમાં ધારે સમાનતા, દેહના નાશે વિનાશીજી;
જ્ઞાને અસંતોષ [3]તમમાં બંધન, આશામાં થાઓ નિરાશ. સજ્જન. ૩૩
વિણુ [4]વૈરાગ્યે જ્ઞાન ના શોભે, નાકવિના મુખ રૂપજી;

---

૧. હજારો તારા પ્રકાશ કરતા નથી પણ એક ચંદ્રમાનો ઊદય હોય તો અંધકાર નાશ પામે છે તેમ અતિપ્રજાથી નહિં પણ એક પુત્ર જ્ઞાની કુલદિપક હોયતો કુલનો ઊદ્ધાર કરનાર છે. ૨. **नकर्मणा न प्रजया धनेन त्यागेनैके अमृतत्व मानशुः॥ कैवल्योपनिषत् ॥** શ્રોતસ્માર્ત કર્મથી નહિં—બહુ પુત્રાદિથી નહિં, દેવ અને માનુષ્ય ધનથી પણ નહિં—માત્ર ત્યાગ કર્મથી પણ નહિં. પણ એક અમૃતત્વ જ્ઞાનપ્રાપ્તિ થીજ અવિનાશી સ્વરૂપ જાણી મુક્ત થાય છે. "**श्रद्धाभक्ति ध्यान योगादवेहि**" શ્રદ્ધા ભક્તિ અને ધ્યાનયોગથી બ્રહ્મસ્વરૂપને જાણો. ૩. અંધકાર. ૪. ભગવત ગીતામાં પણ અભ્યાસ અને વૈરાગ્ય એ મુખ્ય સાધન માન્યાં છે—સર્વ આસ્થાનો પરિત્યાગ અર્થાત્ દેહાદિક મિથ્યા પદાર્થમાં સુખ બુદ્ધિનો ત્યાગ તે વૈરાગ્ય છે. અથવા સંસાર આશક્તિથી મનને નિર્વાસન કરવું તે વૈરાગ્યછે.

વેદવિના જેમ વાણીપ્રલાપો, ¹ભક્તિવિણ મુક્ત સ્વરૂપ.'સજ્જન. ૩૪

૧. मोक्ष कारण सामग्र्यां भक्ति रेवगरीयसी ॥ स्वस्वरूपानुसंधानं भक्ति रित्यभिधीयते ॥ पं ॥ જીવાત્માને મોક્ષ સ્વરૂપ એટલે સ્વસ્વરૂપ પરમાત્મા તત્વનું જ્ઞાન જાણવાની મહત્ સામગ્રી તે માત્ર આ "ભક્તિ"જ છે. એજ પરાકાષ્ટા છે. એટલાજ માટે સ્વસ્વરૂપનું અનુસંધાન કરનારી "ભક્તિ" એમ કહેવાય છે. સ્વસ્વરૂપાનુભવની પ્રાપ્તિ તેજ ભક્તિનું સત્ય રહસ્ય છે. પોતાનું જીવત્વ ટાળવું અને સ્વસ્વરૂપ બ્રહ્મસ્વરૂપ જાણવું એને સ્વરૂપાવસ્થા કહેવાય છે. આ જીવત્વબુદ્ધિ ટાળવાને કર્મ ઉપાસના એટલે ૐપંચાયતન સ્વસ્વરૂપમાં અભેદતા અને ૐકારના સ્વરૂપનું વેદશાસ્ત્રાદીકથી યથાર્થ જ્ઞાન અને તેનું સર્વ વ્યાપક સ્વરૂપ સિદ્ધ કરવાને બુદ્ધિમાંના મળ અને વિક્ષેપ દોષોની શાંતિને અર્થે દુર્ગુણોનો અહંમમતાની સાથે ત્યાગ—અનુબંધ ચતુષ્ટયનું ભાન—અને શમાદી સાધન સંપન્નતા—યમાદિ શુદ્ધિપ્રયોગ—પ્રાપ્ત કરી બુદ્ધિની નિર્મળતા નિર્મમતા પ્રાપ્ત કરી—જગતનું સત્યત્વ અને દાસબુદ્ધિ ભુલી જવી. એવી સ્થીતિને પરમ ઉપાસના અથવા માનસિક વૃત્તિની સ્થીરતાને ઉપાસના કહે છે. गुरु शास्त्र विनात्यंत गंभीरं ब्रह्मवेत्तिकः ॥ ગુરૂ અને શાસ્ત્રવિના આ ગંભીર (ગુપ્ત) એવા બ્રહ્મ સ્વરૂપને કોણ જાણે છે. ?? અર્થાત્ સદ્‌ગુરૂ જીવન્મુક્ત સંતપુરૂષોના સમાગમમાં પોતાના બ્રહ્મ સ્વરૂપને જાણવા વાળા હોય તેજ વેદશાસ્ત્ર પુરાણાદિકના આધારે સ્વસ્વરૂપાવસ્થાથી ભક્તિ કે જેને મુક્તિ કહે છે તેને જાણે છે. એનું નામ ખરી ભક્તિ છે—નામ વાચક એકથી સ્મરણ ભક્તિનો બાળકખેળ—ગુરૂ અને શાસ્ત્ર વિના સ્વસ્વરૂપાનુસંધાન કરી શકતો નથી. એમ ઉપરના કારણથી સમજાશે.

માતાપીતા ઇશ્વરની નીંદા, સંતનિંદા તેમ જાણોજી;
ભવતારણુ નાવ ત્યાગ કરીને, શું શુભેચ્છા પ્રમાણો. સજ્જન. ૩૫
કલ્પતરૂનો વિનાશ કરીને, ક્ષુધાશાન્તિ કેમ પામોજી;
ગંગા તજીને અંધણની મૃગ. તૃષ્ણામાં તૃષા શું વિરામો.સજ્જન. ૩૬
સત્ય હિતેચ્છુ સંતસમાગમ, સત્ય હિતેચ્છુ વેદસારજી;
સત્ય હિતવંદન ગુરૂ ચરણે, ધન્ય માનવ અવતાર. સજ્જન. ૩૭
હર્ષ શોક હૃદયાથી તજજો, રાગદ્વેશ નિર્મૂલજી;
દેહના સાચો તો પુત્ર પતિ કેમ ! ! આત્માને અનુકુલ. સજ્જન. ૩૮
દિનદિન ભક્તિનો પ્રભાવ વધતાં, સદ્ગુરૂ દર્શન પામોજી;
સંતસમાગમ બોધ સંગામાં આત્માનુભવે વિરામો. સજ્જન. ૩૯
સર્વ જીવાત્મામાં ચૈતન્ય સરખું, અનંતરૂપે વિલસેજી;
એક સૂર્યમાં અનંતકિરણ એમ ઇશ્વરમાં જીવ તલસે. સજ્જન. ૪૦
[1]મેઘમાળામાં અનંત બુંદ જેમ, જળ અભેદ રૂપ એકજી;

---

૧. एक एवाहि भूतात्मा भूते भूते व्यवस्थितः ॥ एकधा बहुधा चैव द्रश्यते जल चंन्द्रवत् ॥ अमृत बिंदु उ० ॥ સ્વગત સજાતીય વિજાતિય ભેદ રહીત સ્થાવર જંગમાદિનો આત્મા તત્ તત્ ભૂત શરીરે. ( ભૂત=ચતુર્વિધ શરીર ) પ્રાપ્ત છે. તે સ્વયં-પ્રકાશચિદાનંદ આત્મા એક પ્રકારનો છતાં અનેક શરીરાદિ પ્રકારે બહુ નામ રૂપથી ભાસે છે—જેમ અનેક પાત્રમાં એકજ પ્રકારનું જળ પૂર્ણ ભરે છને. ચંદ્ર અનેક પાત્ર બરાબર અનેક રૂપે ભાસે છે પણ વાસ્તવિક એકજ છે તેમ—

ઇશ્વરમાં એમ અનંત જીવાત્મા, સમ રૂપ એકાનેક. સજ્જન. ૪૧
[1]પયમાં ઘ્રત જેમ કુસુમ નિવાસ્યું, કાષ્ટમાં વન્હિ વિલાસેજી;
રેતિમાં જળ જેમ રસબસ વ્યાપે(એમ)સ્વયં પ્રકાશ પ્રકાશે.સજ્જન.૪૨
બુદ્ધિનો સાક્ષી બુદ્ધિ નિયંતા, બુદ્ધિ પ્રકાશક દેવજી;
નિરાકાર વિભુ અંતર્યામિ. સદ્દગુરૂ જાણી કરો સેવ. સજ્જન. ૪૩
[2]બ્રહ્મ સત્યને દેહ જડાત્મક, મીથ્યા સ્વપ્ન દેખાવજી;
સર્પ ન જાણે તો દોરી દેખે, એમ આત્માનો સ્વભાવ. સજ્જન. ૪૪
ઇન્દ્રજાળ આ જગતની દ્રષ્ટિ, નાટક ખેલ રચાયોજી;
અજ્ઞાની જીવની અલ્પ મતિમાં, જુઠો તે સાચો મનાયો. સજ્જન. ૪૫
નાશવાનને નિશ્ચય માની, અવિનાશીને વિસાર્યોજી;

---

૧. घ्रतमिव पयसि निगूढं भूते भूतेच वसति विज्ञानम् ॥ श्रुतेः ॥ અથવા पुष्प मध्ये यथा गंधं पयो मध्ये यथा घ्रतम् ॥ तिलमध्ये यथा तैलं-पाषाणेष्विव कांचनम्॥ श्रुतेः॥ જેમ પુષ્પમાં ગંધ–તથા દુધ મધ્યે ઘ્રત–તથા તલ મધ્યે તેલ તથા પાષાણમાં જેમ કાંચન છે તેમ આ શરીરમાં વા જગતમાં આત્મા પરમાત્મા છે.

૨. अर्धश्लोकेन वक्ष्यामि यदुक्तं ग्रंथ कोटिभिः ॥ ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः ॥ આ અર્ધ શ્લોક વડે ક્રોડી ગ્રંથોનો સાર છે કે બ્રહ્મ સત્ય છે અને જગત મિથ્યા છે અને જીવજ બ્રહ્મ છે એથી પરે કાંઇ નથી.

ગુરૂ સદ્બોધે જાગૃત થાતાં, મિથ્યા પ્રપંચ આપે હાર્યો સજ્જન. ૪૬
વ્યોમ વ્યાપકતા સદ્ગુરૂ વચને, આત્મા નિશ્ચય જાણોજી;
ભ્રાન્ત ભવાબ્ધિ બાળ ચેષ્ટામાં, આત્મ દ્રષ્ટા છાનો. સજ્જન. ૪૭
સંપૂર્ણ સત્તામાં પ્રભુ પ્રકાશ્યા, મિથ્યા રગત રાગ દિસેજી;
માનાપમાન સુકિર્તિ અપકિર્તિ, સ્વપ્ન વિચાર અતિશે. સજ્જન. ૪૮
આત્મામાં મિથ્યા ભવ ભ્રાન્તિ, લાગે ન કાળનો બાધજી;
[1]હું તું તે આપ પોતે સર્વંમાં, અખંડ અદ્વૈત અબાધ. સજ્જન. ૪૯
નરનારી ભગ દેહ કલ્પના, મિથ્યા દ્રષ્ટિની ભ્રાન્તજી;
વર્ણજાતિ ધર્મો પુર્યષ્ટક, જાણીને થાજે શાન્ત. સજ્જન. ૫૦
આત્મામાં આ દેહની ભ્રાન્તિ, જેવી વ્યોમે નિલતાજી;
સુવર્ણમાં[2] અલંકાર ભ્રમણતા, પુષ્પમાં જેમ ગંધતા. સજ્જન. ૫૧

૧. तदेव निष्कलं ब्रह्म निर्विकल्पं निरंजनम् ॥ तद्ब्रह्माहमितिज्ञात्वा ब्रह्म संपद्यते ध्रुवम् ॥ श्रु: તેજ નિર્વિકલ્પ અને નિરંજન બ્રહ્મ છે. અને તેજ બ્રહ્મ હું છું એમ જાણી બ્રહ્મને પામે છે ब्रह्म वेद ब्रह्मैवभवति બ્રહ્મને જાણનારો બ્રહ્મજ થાય છે. ઇત્યાદી.

૨. ग्रंथ मभ्यस्य मेधावी ज्ञान विज्ञान तत्परः ॥ पलालमिव धान्यार्थि त्वजेत्ग्रंथ मशेषतः ॥ अमृतबिंदु ॥ વેદશાસ્ત્રાદિક ગ્રંથોના અભ્યાસમાં થએલી કૃત બુદ્ધિથી થએલું વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ શબ્દબ્રહ્મનું સાક્ષાત્કાર જ્ઞાન જાણી ગ્રંથનો ત્યાગ કરે. જેમ (ચોખા) ધાન્યનો અર્થિ પરાલમાંથી ધાન્ય ધાન્ય કાઢીલઇ પરાલનો ત્યાગ કરે તેમ.

નિરોગી દેખે શુદ્ધ સ્ફુટિકને, રોગી દેખે છે પીતજી;
જ્ઞાની[1] જાણે છે સર્વત્ર આત્મા, અજ્ઞાની દેહ પ્રતીત. સજ્જન. ૫૨
જીવન્મુક્ત ગત પામી નિશ્ચે, ગુરૂને કરીએ પ્રણામજી;
(હવે) દેહ ભ્રાન્તિ ભાસે ત્યાં લગ, સત્ય વિચારોને આમ. સજ્જન. ૫૩
અધિકારીનો[2] અગ્નિ દેવ છે, મુનિનો હૃદયે ધારોજી.
પામરના દેવ પ્રતિમા, મધ્યે, જ્ઞાની સર્વાત્મા વિચારો. સજ્જન. ૫૪
અધિકારી જન સાધુને સેવે, પામર નિંદા ઉચ્ચારેજી;
સત્ય સમજવાનું ત્યાગી અધજીવ, પોતે પોતાને વિસારે. સજ્જન. ૫૫
દેહાભિમાની જીવ સર્વમાં જાણે, દેહાધ્યાસનો પાસજી;
નિચ બુદ્ધિનાં પામર જીવડાં, આપે થાય વિનાશ. સજ્જન. ૫૬

---

૧. गवामनेकवर्णानां क्षीरस्याप्येकवर्णता ॥ क्षीरवत् पश्यते ज्ञानं लिंगीनस्तु गवांयथा ॥ अमृत. ॥ અનેક વર્ણની-ગાયો ( કાળી, ધોળી, રાતી,વીગેરે ) છતાં તેમાં જેમ એકજ પ્રકારનું દુધ છે એજ પ્રકારે અનેક રંગનાં શરીર છે. છતાં જ્ઞાન રૂપી પરમાત્મા તો એકજ છે.

૨. अग्निर्देवो द्विजातीनां मुनिनांहृदि दैवतम्॥ प्रतिमा स्वल्पबुद्धिनां सर्वत्र विदितात्मनाम् ॥ जि. मु. ॥ દ્વિજાતિ પુરૂષોનો દેવ અગ્નિ છે અને મુનિજનોનો દેવ હૃદયમાં છે. અલ્પ બુદ્ધિવાન પામરોનો દેવ પ્રતિમામાં છે અને આત્મજ્ઞાનીનો દેવ સર્વત્ર વ્યાપક છે. नसुखं देवराजस्य नसुखं चक्रवर्तिनः ॥ यत्सुखं वीतरागस्य ज्ञाननिष्ठस्ययोगिनः ॥ इतिः ॥

કૃપણ શું જાણે દાતાર બુદ્ધિ, અજ્ઞાની શું જાણે સંતજી;
નિંદક શું જાણે ભક્ત સજ્જનને, પાપીનો આવે એમ અંત. સજ્જન. ૫૭
લાભ મુકીને અલાભને સેવે, આવે પશુનો અવતારજી;
અન્ન તૃણ ત્યાગી ગ્રહે જેમ સુરભિ, ઊખર કરવામાં સાર. સજ્જન. ૫૮
ચંડાળ તરીયા તેતો ગુરૂભક્તિ, ઊત્તમ ડુબ્યા નિંદા મળમાંજી;
[1]સારગ્રાહી થઇ હંસ પીઓ પય, ગુરૂજ્ઞાન એક પળમાં. સજ્જન. ૫૯
પાર ના આવે બોધ સાગરનો, અમૃતનો ના હોય અભાવોજી;
[2]ગુરૂ સેવા સુવિચાર દાતાજન, સેજે સુખે પૂર્ણ લાવ. સજ્જન. ૬૦
માનવ જનમાં અમૃત આનંદ, સંત સદ્ગુરૂ દરસોજી;
પુરણાનંદ ગુરૂ ભકિત જ્ઞાનથી, ચિંતામણીને પરસો. સજ્જન. ૬૧

---

૧. **हंसो यथा क्षीरमिवांबुमक्ष** હંસને દુધ પાણી એકઠું કરી મુકયું હોય તો હંસની જાત તે છે કે તેમાંથી દુધ દુધ પી લે છે અને પાણી પડી રહેવા દે છે. તેમ સારગ્રાહી ભકત મહાત્મા પુરૂષોના આગળ દેહ અને આત્માનું જ્ઞાન ભેળું કરીને મુકીએ પણ તેમાંથી દુધની પેઠે આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરી લે છે. અને દેહાદિક મિથ્યા પદાર્થને મુકી દે છે—એમ આત્માનું સ્વરૂપ સમજવાને એક લવ સત્સંગની જરૂર છે. પણ ગુરૂસેવા ગુરૂકૃપા પ્રાપ્ત થાય ત્યારેજ થાય છે, **सप्त सागर पर्यंतं तीर्थ स्नानादिकैः फलम्॥ गुरोरंघ्रिजलंबिन्दुं सहस्रांशेन दुर्लभम्** ॥ સપ્ત સાગરના સ્નાનાદિકના તિર્થનું ફલ જે છે તે સદ્ગુરૂના ચરણ કમળ તિર્થનું બિંદુ

માત્ર જલ માન્ય કરી લેવાના સહસ્રાંશે પણ નહિં અર્થાત્ સદ્ગુરૂ ચર્ણતીર્થના બીંદુ આગળ સપ્ત સાગરના તિર્થનું ફળ સહસ્રાંશ માત્ર પણ નથી. ध्यान मूलंगुरो मूर्तिः पूजामूलं गुरोः पदम्॥ मंत्र मूलंगुरोर्वाक्यं मोक्ष मूलंगुरोः कृपा ॥ ગુરૂ મુર્તિનું ધ્યાન તેજ ધ્યાનનું મુળ છે અર્થાત્ તેજ ધ્યાન છે. ગુરૂના ચર્ણાર્વિંદની પુજા તેજ પુજા મુળ અર્થાત સત્ય પુજા છે. ગુરૂના મુખથી પ્રાપ્ત થએલું વાક્ય તેજ મંત્રનું મુળ અથવા સત્યમંત્ર (તારક) છે. અને ગુરૂ કૃપા તેજ મોક્ષનું મુળ અર્થાત્ તેજ મુક્તિ છે. यत्पूर्णानंदैकबोध स्तद्ब्रह्माहमस्मीति कृतकृत्यो भवति कृतकृत्यो भवति ॥ આ પુર્ણાનંદ સ્વરૂપ પરમાત્માનું સ્વરૂપજ " अहं ब्रह्मास्मि " આગાહા વાકયના અનુસારે પોતાના સ્વસ્વરૂપને જાણી કૃત કૃત્ય થાય છે. કૃત કૃત્ય થાય છે. ઇતી ॥ वेद ॥

ॐ ॐ ॐ ॥ ॐ तत्सत् ब्रह्मार्पणम् ॥

श्रीमत्परंब्रह्म गुरुं वदामि । श्रीमत्परंब्रह्म गुरुं भजामि ॥
श्रीमत्परं ब्रह्म गुरुं स्मरामि । श्रीमत्परं ब्रह्मगुरुं नमामि ॥

ब्रह्मानंदं परम सुखदं केवलं ज्ञान मूर्त्ति
द्वंद्वातीतं गगन सदृशं तत्त्वमस्यादि लक्ष्यं ॥
एकं नित्यं विमल मचलं सर्वधीःसाक्षि भूतं
भावातीतं त्रिगुण रहितं सद्गुरुं तं नमामि ॥ १ ॥

ॐ ॐ ॐ ॥
ॐ तत्सत् ब्रह्मार्पणम्

ૐ

# સનાતન ધર્મ વિચાર.

૧ હમેશાં અસત્યવાણીનો ત્યાગ કરી **સત્ય** બોલવાની ટેવ રાખવી.
૨ **અહિંસા** પરમધર્મ છે. એમ જાણી સર્વ જીવાત્મા ઉપર **દયા** રાખવી.
૩ મિથ્યા વસ્તુની સ્વાર્થ બુધ્ધિએ ક્રોધને વશ ન થતાં **ક્ષમા** કરવી.
૪ **મદ્યમાંસાદિ** તામસી રાક્ષસી **આહાર**નો સર્વથા ત્યાગ કરવો.
૫ ધનનો, યૌવનનો, અને વિદ્યાનો મદ રાખનાર તે **પામર** જીવ છે.
૬ **વ્યભિચાર**ના વિલયરૂપ—" **પાતિવ્રત્ય** " એ સ્ત્રીઓનું પરમ **તપ** છે.
૭ **કુસંગ**નો ત્યાગ થતાં મોક્ષનું પરમ દ્વાર આ **સત્સંગ** છે.
૮ બ્રહ્મનિષ્ઠ બ્રહ્મશ્રોત્રિય વેદવેત્તા **સંતસદ્‌ગુરૂ**નેજ **શરણ** રહેવું.
૯ શ્રવણ, મનન, અને નિદિધ્યાસન એ **ભક્તિ**ની પરાકાષ્ટા છે.
૧૦ જીવબુધ્ધિનો વિલય કરવા નિત્યકર્મ—ઉપાસના એ શ્રેષ્ટ **સાધન** છે.
૧૧ મુમુક્ષુ, જ્ઞાની, કે ભક્ત સજ્જનોનું સુલક્ષણ માત્ર **ઊદારતા**જ છે.
૧૨ વેદશાસ્ત્રોમાં અને સદ્‌ગુરૂના વચનમાં વિશ્વાસ રાખનાર તે **અધિકારી** છે.
૧૩ સર્વના અંતરમાં રહેલા ગુપ્ત પરમાત્માના તત્વને જાણનાર તે **વિદ્વાન** છે.
૧૪ સર્વદાનોમાં " **વિદ્યાદાન** " એ ઊત્તમ **જીવીતદાન** છે.
૧૫ ધનની તૃષ્ણાનો અને વિષય વાસનાનો ત્યાગ કરનાર તેજ **ત્યાગી** છે.
૧૬ દેહનામાન્યને વિશે નિરાભિમાનતા ધારણકરનારતેજ **મહત્‌પુરૂષ** છે.

૧૭ સર્વ સંસારના મિથ્યાસુખને વિષ્ટા તુલ્ય સમજનાર પરમ વૈરાગી છે.

૧૮ ત્રણેકાલમાં મીથ્યા અધ્યાસરૂપ જગતને વિસરનાર તે જ્ઞાની છે.

૧૯ સનાતનધર્મની નિતિએ અને સદાચરણે ચલાવનાર તે હિતૈષિમીત્ર છે.

૨૦ દ્રશ્ય દોષદ્રષ્ટિનો ત્યાગ કરી ચૈતન્ય આત્મ સ્વરૂપે વિચરનાર તે મુક્ત છે.

૨૧ ધનવાન તેજકે જેનું ધન બ્રહ્મ વિદ્યાદાનમાંજ વપરાય છે.

૨૨ વિદ્યાવ્વાન તેજકે જેની વિદ્યા જીવાત્માના ઉધ્ધાર (બોધ) રૂપ છે.

૨૩ ધાર્મિષ્ટ તેજકે જે વેદસનાતનસ્વધર્મના સિધ્ધાંતને અનુસરેછે.

૨૪ યથા પ્રાપ્ત સંસ્કારમાં અભિરૂચિ રાખનાર તેજ સંતોષી છે.

૨૫ ૐકારજ આ સર્વ છે. ૐશબ્દ બ્રહ્મ છે ૐ પર બ્રહ્મ છે.

॥ ॐ तत्सत् ब्रह्मार्पणम् ॥

॥ ॐ पूर्णानंदाय नमोनमः ॥



ૐ

સ્થાન } શ્રી ગાયત્રી પુરશ્ચરણાલય (વ) સ્વાનંદોદ્ભવ બુદ્ધિસ્થાન વેદ વિદ્યાલય ( પુસ્તકાલય ) શ્રી ગણપતિ મંદિર.

લુણાવાડા.

## ॥ श्री लक्ष्मी विनायक वैदिकशाला. ॥

ઉપરના સ્થાનમાં ઉપરની વૈદિકશાલા સ્થાપન કરવામાં આવી છે. અને ત્યાં વે. મુ. શુકલજી લજ્જારામ વિ. રાજારામ કાત્યાયનીના અધ્યાપક પણા નીચે બ્રાહ્મણોના બાળકોને સ્નાનાદિકથી આરંભીને સ્માર્ત વૈદિક કર્મ ધર્મવિદ્યા શિખવવામાં આવે છે. માટે જે બ્રાહ્મણોના બાળકોને વૈદિક કર્મ ભણવાની ઈચ્છા હોય તેમણે અધ્યાપકને મળવું.

આ શાળા નિરાધાર સ્થાપન થયેલી છે. જેથી આ ગુર્જર ભૂમિકાના ઊદાર ધનવાનો પ્રત્યે વિનંતી કરવામાં આવે છે કે ત્યાં દાખલ થતા ગરીબ વિદ્યાર્થિઓના વિદ્યાદાન કે અન્નદાન રૂપી સંરક્ષણને માટે—અથવા શાળા સંબંધીની વૃદ્ધિને માટે ઊદાર આશ્રય આપી ઊત્તમ પરીશ્રમથી પ્રાપ્ત કરેલું ધન શ્રેષ્ટમાં શ્રેષ્ટ એવા વિદ્યા વૃદ્ધિના સબંધે વાપરવા આગળ પડવું.

સ્વદેશાભિમાની કે વેદસનાતન સ્વધર્માભિમાની નો યોગ અંતરથી કે બાહારથી રાખનાર ઊદાર ધનવાનોને ઊત્ત-

મદાન કરવાનો સમય આ સ્થાને છે કેમકે આ વિદ્યાદાન ની શાળા કેવલ નિરાશ્રયજ છે. માટે આ ઉત્તમ તક ખોવી નહીં.

દાન કરવામાં અન્યપણ સ્થાન છે. અને અન્ય સ્વરૂપે પણ ધનનો ઉપયોગ તો થાય છે. પણ આ ગુજરાતમાં પોતાના વેદસનાતન ધર્મનો સત્ય મહિમા બાહ્ય કેળવણીના અંધપ્રવાહથી ઢંકાયો સમજાય છે. અને તેને પ્રકાશમાં લાવવાનું કામ આ ગુજરાતમાં વસતા ઉદાર ધનવાનોનુંજ છે. માટે આ એક ખૂણાના દેશમાં ઉદાર આશ્રય આપી પવિત્ર સદ્કિર્ત્તિની પ્રાપ્તિએ દેશહિતેચ્છુ થવું જોઈએ.

આ શાલાના સંરક્ષણ સબંધી ઉદાર ધનવાનો તરફથી જે પરમાર્થ આશ્રય મળ્યો છે. અને હવે પછી જે આશ્રય મળશે તે સર્વ બ્ર. બ્ર. સદ્‌ગુરૂ શ્રીપુર્ણાનંદ મહારાજના પ્રતિનીધિપણા નીચે આ અમદાવાદમાંજ રાખવામાં આવનાર છે. કે જેથી ગુજરાતના ઉદાર આશ્રયદાતા ગ્રહસ્થોના હૃદયમાં કશો દુર્વિચાર આવેજ નહિં.—એજ આશિર્વાદ,

શ્રી લક્ષ્મિ વિનાયક વૈદિકશાલા.

શ્રીગણપતિ મંદિર લુણાવાડા.
સં.૧૯૬૦ અધિક જેષ્ઠ માસ.

અધ્યાપક.
લજ્જારામ વિ. રા. કાત્યાયની
તથા પ્રમુખ.
દામોદર મોતીરામ ત્રિવેદી.
લુણાવાડા.

ॐ શ્રી રામ કૃષ્ણાય નમોનમઃ ॥

---

પોતાના વેદ સનાતન સ્વધર્મની વૃદ્ધિ જોવાને ઉત્સાહિ સ્વધર્માભિમાની સ્વદેશ હિતચિંતક બંધુઓને વિનંતી કે—સનાતન ધર્મની સત્ય મર્યાદાને સાચવવા અને નીતિ સદાચરણની વૃદ્ધિની સાથે—કર્મ ઉપાસના અને જ્ઞાનનો અભેદ પ્રકાશ સનાતન અધિકારી દ્વિજાતિ વર્ગમાં પ્રસરાવવા પ્રયત્ન ઇચ્છી સદ્બોધ રૂપ લેખોને આનીજ રીતે પ્રકાશમાં લાવવા જોઇએ, કે જેથી દ્વિજાતિ વર્ગની બાળાઓને અને પુરૂષ વર્ગમાં બાળક સુદ્ધાંતને યોગ્ય આશ્રય મળે. એજ આશિર્વાદ.

વેદ સનાતન સ્વધર્મ મુમુક્ષુ મંડળ.

અમદાવાદ.